# રાણકદેવી

અને

# રાહખેંગાર.

—(:○:)—

છપાવી પ્રસિદ્ધકર્તા

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

——~——



———

આવૃત્તિ ૧૦ મી. સને ૧૯૧૭. પ્રત ૪૦૦૦.

———

અમદાવાદ—ધી નટવર પ્રિન્ટિંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું.

———

કિંમત રૂ. ૦ ૬-૦

# રાહખેંગાર અને રાણકદેવી નાટક.

## ( ઇશ્વર સ્તુતિ. )

( સર્વ પાત્રો સાથે. )

છે જનપાલક કારક દુઃખનો કુળ પૃથ્વીમાં તું એકલા
( એ ઢબ. )

સર્વ પાત્રો.

પરમેશ પરેશ કૃપા કરજે, અલ્પ સ્તુતિ અમારી ઉર ધરજે,
ઉમીયા અર્ધાંગે રાખી સદા, ભકતોને નહિં દુઃખ કદા;
ભજે છે તન તુજને સર્વદા, દુઃખો અમારાં તું હરજે. ૧
અર્ધ ચંદ્ર જટામાં બીરાજે છે, ખળ ખળ ગંગાજી વહે છે;
સર્વમાં વ્યાપક હે નાથ, પતીત પાવન અધમ ઉધ્ધાર,
સ્તુતિ કરીયે વારમવાર, કલેશ હમારા તું હરજે. ૨
જળધારે ગલધર શંકર છો, ફરશધર પનસ ધારી છો:
ભસ્મનો અંગે લેપ કરો, જંગલમાં નિશ દિન સેર કરો,
ગજ ચર્મ હમેશા વસ્ત્ર ધરો, સમદષ્ટી રાખી સૌપાર છે. ૩
જયદ્રથની ભુજામાં વાસ કર્યો, આ દુષ્ટોનો તો નાશ કર્યો;
કૃતી કળે નહીં કોઇ જન, વસો છો સર્વને હો મન,
અર્પી તુજને તન મન ધન, અર્જ કરી તે ચિત્ત ધરજે. ૪
વિશ્વેશ સુરેશ નરેશ પતી, પરમેશ ધનેશ ધુરેછ જટી;
સેવક આજ કરે છે શેવ, દેવ તણા પણ મ્હોટા દેવ;
માની લેજે સ્તુતી એવ, દુઃખો અમારાં તું હરજે. ૫

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—કડલી નગરમા રાજા પારસીહની કચેરી.

પાત્ર—પારસીંહ. બુદ્ધિબળ અને દાસી કેસર.

**પારસીંહ**—પ્રિય પ્રધાનજી આજ, કાલ માહારૂં મન ઘણું વિહ્વળ રહે છે, કારણ માહારી આટલી વૃદ્ધ અવસ્થાએ કાંઇ પણ સંતતિ પ્રાપ્ત થઇ નથી. એટલુંજ નહીં પણ હાલ મારી પ્રાણ પ્રિયા પ્રસના મહાન કષ્ટમાં અતિ દુઃખ પામે છે, વાહલા બુદ્ધિબળ ! જો ઇશ્વર કૃપાથી પુત્ર રત્ન પ્રાપ્ત થાય તો હું જેવો બીજો કયો મહદ

ભાગ્યશાળી ! અને એમ થાય તોજ માહારા હજારો દુસ્મનો વચ્ચે માહારૂં રાજ અને તાજ બંને સલામત રહે. નહીંતર એક તો વૃદ્ધા અવસ્થા અને બીજી આ મ્હોટી ફીકરથી થએલ અશક્તપણાનો લાભ તેઓ શા વાસ્તે નહીં લે. અરે દૈવ મેં તારો એવો શો અપરાધ કર્યો છે કે મને દુઃખી કરે છે ? (નીચું જોઇ રૂમાલથી આંસુ લુવે છે. )

બુદ્ધિબળ—મહારાજાધિરાજ ! સાવધ થાઓ ! સાવધ થાઓ આટલી બધી દીલગીરી કરવાથી આપની અશક્તિમાં ઓર જ્યારે વધારે થઇ જવા લાગશે. પરમેશ્વર સર્વ વ્યાપક આપની આસ્તા ઉપર તેમજ નીતી અને ભક્તિ ઉપર પુરતું લક્ષ આપી આપનું દુઃખ થોડા રોજમાં દફે કરશે.

પારસીંહ—પ્રધાનજી ! એ ઝાંઝવાના જળની માફક, આકાશના ફુલની માફક, સસલાના શીંગના જેવી નિષ્ફળ આશા ક્યાં સુધી રાખવી ? જો સર્વજ્ઞ અંતર્યામીની માહરા ઉપર જો કૃપા હોત તો આજ દિવસ સુધી શા માટે ન થાત; પરંતુ વાહલા પ્રધાન એ કૃપા નહીં પણ કુનેહ છે, માહારૂં શરીર હવે લાંબો વખત આ દુનિયાં ઉપર ટકવાનું નથી. હા ઇશ્વર ! માહારા દુઃખનો છેડો લાવ અને માહારો નેક ન્યાય તારી હજુર બોલાવી કર. તખ્ત ઉપર બેભાન હાલતમાં શોકમાં લીન થઇ ગાય છે.

ભૈરવી ગઝલ.

( ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહીં—એ ઢબ. )

દુઃખ દર્દથી દીલકું અતી, બેહાલ થઇ માહારી ગતી,
વિના સંતતી અરે, સુખ માહારૂં સૌ હરે.
ધીક્ક વિના પુત્રની, ફીટકાર લોક સૌ કરે. ૧
મુખ માહારૂં કો કદી, જુવે નહીં સવારમાં;
કહે છે મુખથી વાંઝીયો, આવે નહીં દુવારમાં. ૨
પાપ પેલે જન્મ મેં, કર્યા ઘણાં પ્રભુ અરે;
ક્ષમા કરો હે નાથરે, લાચાર છું ખરે ખરે. ૩
ઉદાસ મન તો થયું, ગઇજ હામ દીલની;
કરી ખરેખરી પ્રભુ, વિનંતી આ અસીલની. ૪
થાય છે પુરા દીન તો, પતિ માહારીને ખરા,
પુત્ર દર્શન દે હવે, આવી છે માહારી જરા.

( મુર્છાગત થાય છે. )

કેશર—પ્રધાનજી ! મહારાજા આમ બેભાન કેમ પડ્યા છે ? હું વધામણી લઇને આવી છઉં.

બુદ્ધિબળ—કેમ શેની :વધામણી ? શું બાઇસાહેબને પુત્રનો પ્રસવ થયો !

બુદ્ધિબળ—ભલા સારૂ, સર્વજ્ઞ સર્વેશ્વરે બાઇસાહેબને તે બંધનમુક્ત કર્યા એજ શુકર, લે ત્યારે હું મહારાજાને જાગૃત કરૂં છું. એમ કહી મહારાજાને મુર્છા અવસ્થામાંથી જાગૃત અવસ્થામાં લાવે છે.

પારસીંહ—કેમ કેસર ! અંતરગૃહમાં શું ખબર છે ?

કેસર—માથું નીચું નમાવી ) મહારાજા !

( ઘરસે ઇહાં કૌન ખુદા કે લીગે લાયા મુજકું—એ ઢબ. )

લાવી છઉં આજ રાજા, એક બધાઇ સારીઃ
પુત્રી પેદા થઈ છે, આપ ઘેર એક પ્યારી.
કરો ખુશી આજ રાજા, અર્જ પાપ પાસ મારી;
સુખી કરો તેથી આજ, આપી સીરપાવ સારી. ૨

માહારાજા આપને ત્યાં આજે એક અતી રમ્ય પુત્રીનો જન્મ થયો છે તેને માટે આ કીંકરને યોગ્ય સીરપાવ આપી નીહાલ કરશો

પારસીંહ—( ઘણીજ ખુશીમાં આવી ) પ્રધાનજી !

ઉપલીજ ઢબ.

ઘણો ખુશીનોજ દીન, આજ છે પ્રધાન મહારા;
તેથી જલ્દી દેજે તું, દાશીને સીરપાવ સારા.
જલ્દી બોલાવતું જોશીનેજ આજ આંહીઃ
કરે જન્મોતરી; પુત્રીજ કેરીતે તહીં.

વ્હાલા પ્રધાન ! પુત્ર કે પુત્રી એ કુદરતના હાથમાં છે પરંતુ માહારી વાલી પ્રીયાને બંધમુકત કરી એજ અંતરર્યામી ઇશ્વરનો આભાર માનવા જોગ છે જેથી આજનો દિવસ મહોટા આનંદનો ગણવો જોઇએ આ કેસરને સારી રીતે પોશાક આપો અને હુ અંતઃપુરમાં જાઉં છું તમે આપણા રાજ્ય જોશીને બોલાવી ત્યાં આવો કે પુત્રીની જન્મોતરી કરાવીયે.

બુદ્ધિબળ—જેવી માહારાજાની આજ્ઞા.

( સૌ જાય છે. )

## પ્રવેશ બીજો

### ( સ્થળ—અંતહ )

**પાત્ર**—પારસીંહ રાજા કમળાકુંવરી રાણી બુદ્ધિબળ પ્રધાન ગવરીશંકર જોશી.

**બુદ્ધિબળ**—માહારાજાધિરાજ આજની ખુશાલીનો કંઈજ પાર નથી પરમેશ્વર સૌને તંદુરસ્ત રાખે

**( મેં લાખકી દો લાખકી પરવા નહી રખતી-એ રાહ )**

ખુશી થઇ છે આજ અતી રાજ અમારા;
થઇ છે પુત્રી ગેર જેથી આજ તમારા.
આપ્યા છેસીરપાવ આજ દાસીને સારા;
લાવ્યો છું જોશીને, હુંજ કદમ તમારા.

માહારાજા આપના હુકમ અનુસાર કેસરને સારી રીતે પોશાક આપ્યો છે તેમજ આપણા રાજ્ય જોશી ગવરીશંકરને પણ આપ હજુર હાજર કરૂં છું.

**પારસીંહ**—જોશી મહારાજ ! આજે ઇશ્વર કૃપાથી પુત્રીનો પ્રસવ થયો છેતે ઘડી પળ આ કાગળમાં માંડી છે તે લ્યો.

**( અરે લાલદેવ ઇસ તરફ જલદી આ એહ રાહ )**-

અરે જોશી ! કે જલ્દી સાચી વાત:
પુત્રી થઇ કેવા આ સાક્ષાત.
જન્મ તેનો કેવો થયો છે આજ,
બનશે ભવીષ્યમાં કેવો બનાવ.

ગવરીશંકરરજી જે હકીકત આપને જ્યોતિષ વિદ્યા અનુસર ખરી લાગે તેજ યથાસ્થિત કહી સંભળાવો આપ સત્ય વકતા છો તેથી જુઠું નહીંજ કહો એવી આશા છે.

**ગવરીશંકર**—મહારાજાધીરાજ સાંભળો ત્યારે ) આંગળીના વેઢા ગણતો તથા ટીપણું પહોળું કરી ગાય છે. )

**કેરબો,**

જોઇ ટીપણું ને વાત કહું આજ સાચીરે,
આજ સાચીરે રાજા આજ સાચીરે;
ધન, મકર, ને મીન મેખ કુંભ અને વરખ,
સીંહ મીથુન કન્યા તુલા વૃશ્ચિકને કરક;
દા, ચા, ઝા, થા મીન જાણો બા, વા, જાણો વરખ,
રાતા તુલા ગોસા કુંભ, ડાહાછે કરક.
યમઘંટને વૈધ્રથ વખત હતોજ વ્યતીપાત;

જનમ વખતે ગ્રહણ હતુ મરશે એનો તાત,
કુળ તણો તો નાશ કરશે રેશે જે ઘરમાંય
સાચે સાચું કહું રાજા મને ક્ષમાય.

રાજા ધિરાજ મેં આ કુંવરીની ગ્રહકુંડળી કરી બારીક નજરથી તપાસ્યું તો તેનો જન્મ ઘણાજ વિપરીત કાળમા થયો છે અને તેને લીધે આ પુત્રીનું મુખ વધારે વખત જોવું એ પણ સારૂ નથી એવો મારો મત છે. ( જલ્હી સટકી જાય છે.

( કમળાકુંવરી એકદમ મુર્છાગત થાય છે તેને સુધ્ધિમાં લાવીને )

પારસીંહ—પ્રાણપ્રીયા ? તમારી અત્યંત દીલગીરીમાં હું પણ વિભાગી છું- પરતુ પરમેશ્વરે આપણુને આટલે વર્ષે એક ફળ આપ્યું અને તે પણ આવું ત્યારે દૈવ્યની આપણા ઉપર અકૃપા છેજ એમ સમજી લાચાર થઈ ખમવું જોઇએ.

કમળા કુંવરી—પ્રીય પ્રાણનાથ આપ કહો છો તે તદન ખરૂં છે પરંતુ સ્ત્રી જાતનો સ્વભાવિક સ્વભાવજ છે આટલું આટલું દુ:ખ સહન કરતાં જે ફળ પ્રાપ્ત થાય તેના ઉપરથી માયા કેમ ઉતારી નંખાય તેને આપણી નજરથી કેમ દૂર કરાય, અરેરે આટલાં વર્ષે જનુની થવાનો વખત આવ્યો તેનો લાહાવો શું માહારે ન લેવો દૈવ તું કેમ દુર થયો. (એમ કહી અશ્રપાત કરે છે. ]

પારસીંહ—સુવદના ? ધીરજ ધર, ધીરજ ધર, પરમેશ્વર વળી મેહેરબાની કરશે. આ પુત્રીને આપણા પ્રધાનજીને ત્યાંજ રાખવાની ગોઠવણ કરશું તો મુંઝા મા.

કમળા—જેવી પ્રાણનાથની ઇચ્છા. ( સૌ જોય છે. )

---

## પ્રવેશ ૩ જો

### સ્થળ રાજાનું ગુપ્ત ગ્રહ.

પાત્ર—પારસીંહ રાજા, બુધ્ધિબળ પ્રધાન.

પારસીંહ—પ્રધાનજી !

ત્રોટક છંદ.

નથી કામ તણીએ પુત્રી ખરે, નહી ધાટ કુંટુંબનો તેજ હરે;
કરવી દુર તેને નકીજ ઠરી દીલમાં તહીં આશ ધરં જરી,
થઇ સત્વર જા તું પ્રધાન અરે, મૂક જંગલમાં જઇ પુત્રી અરે.
દીલમાં અતિ દાઝ રહીજ ખરી પણ વાત ખરી દુ:ખકારી ઠરી;

વહાલા પ્રધાન ? જો આ પુત્રીને આ શહેરમાંજ રહેવા દઇએ

તો કોઇ દીવસ પણ તેનું મુખ જોયા વગર રહેવાયજ નહિ અને જોવાય ત્યારે તેમાંથી ઘણું માઠું પરીણામ નીપજ્યા વગર રહેજ નહીં માટે મારો મત એવો છે કે તેને જંગલમાં કોઇ નીર્ભય જગ્યાએ મુકી આવવી પછી જે તેના નશીબમાં લખ્યું હશે તેજ થશે.

બુદ્ધિબળ—માહારાજાધીરાજ માહારો પણ એજ મત છે. અને તેને માટે. પીલુની ઠુમરિ.

આપણો હુકમ માથે ચડાવી જોઉ હું સત્વર પુત્રી તેડાવી;
નિર્ભયસ્થાને મુકીશ હાથે ફરી અહીં નહી આવો કોઇની સાથે.
છોડો તમે દીલનીજ ઉદાસી, લખી જે ભવિષ્યમાં તેજ વાત સાચી

મહારાજા જે બનવાનું છે તે હમેશાં બનેજ છે માટે આપ તે બાબત જરા પણ સોચ નહી કરશો હું તેને કોઇ નિર્ભયસ્થાને મુકી આવીશ અને તે વાતની મહારાણીને પણ ખબર નહી થવા દઉ

(સર્વ જાય છે.)

---

## પ્રવેશ ૪ થો

### સ્થળ કડવી પાસેનું અરણ્ય

મદમત- ચાલી ચાલીને તો ઘણોજ દુર આવ્યો ગધેડાં પણ હવે થાકી ગયાં લાકડાં અને માટી પણ હારી એકઠી કરી ટાઢને લીધે મારૂ દીલ પણ થરથરે છે ચાલને પેલો વડ કરાય તે નીચે જરા વિહામો તો લઉ.

(વડ તળે જાય છે તેવામાં એક બે દીવસની જન્મેલી છોકરી એક દુસાલામાં લપટાઇ પડી છે સૂર્યનારાયણનાં તેજસ્વી કીરણો જરીના દુશાલા ઉપર પડવાથી ચકચકાટ થઇ રહયો છે તેની નજીક જઇ નીહારતો.)

આહાહાહા! પરમેશ્વરની કેવી મેર સેને આવું કુમળું બચ્ચું વગડામાં કુણ લાયું હશે (આસપાસ જુવે છે તો કોઇ આદમી નજરે નથી પડતું) અરે આટલામાં કોઇ મનખ પણ નથી પણ હવે એ વિસાર તો છોડી દઉ માહારી ઉમર એહીક વરહની થઇ તો પણ મારે કાંઇ છોકરૂ થયું નહી હાલને એને પણ લઇ જાઉ અને માહારી ઘેર વાળીને આપુ તે રાજી થાય અને આપણે ઘડપણમાં હખ થાશ એને દીકરી કરીને રાખશું

(એમ કહી ઘણીજ જાળવણીથી લઇ જાય છે.)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ હડમતનું ઘર.

### પાત્ર હડમત અને તેની સ્ત્રી.

**હડમત**—ઘરવાળી ! એ ઘરવાળી ! ઉઠ. ઉઠ સાંભળ મારી વાત જંગલમાંથી આ કુમળું બાળક મને જડયું છે આપણે આજ સુધી કાંઇ સોકરૂં બોકરૂં થયું નથી આ ગગીને દીચરી કરીને રાખ. શું એને ઉસેરી મોટી કરહું. (એકદમ ખુશીમા આવી જઈ)

### ત્રીભંગી છંદની ચાલ.

સાંભળહેકે નહીં તું આવી વાત ખુહીની લાવો સઉ,
વાંઝીયાનું મેણું ટળહે, સુખ સહુ મળહે આજ બહુ;
લાપસી રાંધજે સગા ખવડાવજે, ઘી પીરહજે, બહુ બહુ
હીમત ભાઇ તો ખાટલે બેસશે, હુંગો ગડગડશે બહું બહુ

**સ્ત્રી**—તમે જે વાત કહી તે મને બહુંજ ગમી (છોકરીને ખોળામાં લઇને) આહાહા ? કેવી રૂપાળી સેને ? હુ તો તમને બોલાવવાને પણ મુંઝાતી હવે તો દીચરીના બાપ કહેવા થાહે.

કુ૦—(હાલરડું વાલું પ્યારી મારીને હાલરડું વાલું—એ રાગ.)
આણંદ અંગ ન માય, સ્વામી આજે આનંદ અંગ ન માય. ટેક.
ધન્ય દિવસ હું આજનો જાણું, ઉરમાં વધ્યો ઉત્સાહ. સ્વામી.
હર્ષનાં આંસુ આવે નયનમાં, પ્રેમ હ્રદય પ્રગટાય. સ્વામી.
આજ અતિશે હર્ષ વધ્યો છે, તેથી મુને સુખ થાય. સ્વામી.
આ બાળકને કયાંથી લાવ્યા, કહોને આજ. સ્વામી.
(ખુશી થાય છે.)

**હડમત**—હમજીને ? એ સઘળું તો ઠીક પણ તું જાણુશે કે ના એ કોઇ સારા ઘરની સોકરી હશે વળી આપણે વાંઝીયાં સઇએ ને કોઇ આને રડતુ હાંભળી હે કે ના તો ફજેતી થહે માટેચાલ ઝટ-કર કોઇ બીજે ગામ જઇ રહીયે આ કડલીમાં રહેવાથી હવે ફાયદો નથી.

**સ્ત્રી**—એ તો ખરૂં કહ્યું પણ હું તો આ મારી દીચરીનું રૂપ જોઇ ઘેલી થઇ ગઇ સઉ, અરરર ! જોને રડેસે તે એને હાલરડું આઉ. ( છોકરીને બઝી ભરતી જાય છે. )

પુર્ણ થયો છે ખેલ સજ્જનો પુર્ણ થયો છે ખેલ—એ ઢબ.
હાલરડું વાલી પ્યારી રે, મારી હાલરડું વાલું;
રો રો નહીં તું કરજે, પ્યારી હીચોળું તનડું. ૧

શાન્ત થઇ તું સુઇ જાજે, ખુશી દીલ માહારૂં. ૨
કજયા કરીશ તો આડે આવશે કરડે મ્હો તાહરૂં. ૩

હડમત—હવે એ ક્ષેપ હમણા સોડી દેને જો મહળકું થયું ને પ્રાગડ વાઘું તો ભુંડા હાલ થાહે, ચાલ હવે કચ્છ દેહમાં જઈ રેહુ

સ્ત્રી—હું ક્યાં ના પાડુ સઉં જે લેવું હોય તે લઇ આગળ થાઓ.

હડમત—મેં તો બધો સામાન ગધેડાં ઉપર નાંખી ગધેડાં પણ સોંડયાસે લે હેંડ.

[ કચ્છ તરફ જાય છે. ]

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ ભુજ નગરમાં હડમતનું ઘર.

પાત્ર—રાણકદેવી પછીથી લાખો ફુલાણી. કચ્છનો રાજા.

અહાકાં રાણકદેવીની ઉમ્મર તેર વર્ષની થાય છે અને તેણે કોઇ વિદ્વાન પાસે તે વખતની સાધારણ કેળવણી મેળવી છે તે આ વખ્ત હડમતની ઘર નજીક નાના બગીચામાં ઉદાસ બેઠી છે.

રાણકદેવી—હે દીનબંધુ ! જગતકર્તા હવે માહારૂં મન તદન વિહ્વળ થએલું છે. (ઊદાસીમાં.)

(પીયુને તજાવનાર વેરી અલંકાર એ ઢબ.)

પ્રીત રીત કેરૂં પાન કયારે હું કરૂં;
પ્રીતરે વિનાનું ધીક જીવવું ખરૂં,
નથી કીધું પરસ્પર પ્રીતિનુંરે પાન,
છેરે જન જન નહીં પશુંરે સમાન.
કોની સાથે કેવી પ્રીત મારેરે થશે,
અપ્રીતિ વાળાથી માહારૂં સુખરે જશે.
રામ રસ મિષ્ટ રસમાં રે રસ એક,
ખાધા રે થકી રે વધે આનંદ વિશેક.
પ્રીત રીત મારે નવ રસ તો વશે.
કહો ત્યારે તેથી કેવો આનંદ થશે;
મુજરે નસીબમાં શું માંડયું રે હશે.
મીલાપ મારોરે કેવા જનથી થશે.
પ્રીત રીતમાં રે ભયભીત હું ભમું,
અપ્રીતવાળાથી પરણી પૃથ્વીમાં સમું.

અરે નિરંજન નીરાકાર અદ્ભુત પ્રભુ ! તાહરી ગહન ગતી છે અરે ! હું કોની દીકરી ? અને ક્યાં માહારા ખરા માત પિતા કોણ હશે શું સ્થિતી ભોગવતા હશે ? અરેરે ! જોતાં જોતાંમાં માહારી ઉમર તેર વરસની થેઇ ચુકી કામાગ્નિથી દેહમાં પ્રજવલીત થયેલો દાહ ઓલવવીને તેં કેને નીરમાણુ કર્યો છે ? અરે મને આ કુંભાર કોણ : જાણે ક્યાં નાંખશે મને રાત દિવસ ક્યાંઇ પણ સુખ થતુ નથી માહારૂ જોબન ઉનાળાની રૂતુમાં બાયકાળ વખતે ખીલેલી મોગરાની કળીની હરીફાઇ છે અરે દૈવ દૈવ ? આ કરતાં મરવું હજાર દરજ્જે ઉચીત છે અરે પ્રીતમ વિનાની પત્નિ તે પત્નિ નહી પણ પશુ સમાન સમજવી હાય ! જે પ્રીત રીતમાં ભયભીત નથી થયું તેને ધીઃકારછે.

એટલામાં લાખોફુલાણી કચ્છનો માહારાજા અચાનક પ્રવેશ કરી ગુપ્ત પોતે આશક થાય છે.)

લાખોફુલાણી—આહા ! ! કેવી સુંદર સ્ત્રી છે ! ! !

(એક તરફ રહીને)

ધરસે ઇહાં કોન ખુદાકે લીયે લીયા મુજકુ—એ રાહ.

કેવી સુંદર દીસે છે બેઠી પ્રીયા આજ અહીં,
લાગ્યું મન એહથી છુટે તે કદી નહી;
હા, મારી આંખ તેણે ચીત મારૂં ચોરી લીધું,
ઘણી ખુશીથી મુને તેમનુંજ પાન દીધું.

ખરે ખર આ સ્ત્રી સાથેજ્યાં સુધી સંબંધ નથી કર્યો તેને ધીઃકાર છે.

વેરાડી જોગીયો.

વરવાની મુને હામ છે આ સુંદર પ્રીઆની સાથ;
તેથી આનંદ તો થશે, પાણી ગ્રહુ હું હાથ.
ચંદ્રમુખી કામ કદળી હમેશ રહેવા પાસ;
પ્રભુને હું વિનતી કરૂં, પુરજે માહારી આશ,
જઇ કહું એના તાતને, જલદી કરે લગન;
લગનમાં જો વીઘન તો, કરૂં હું નીકંદન.

આ પૃથ્વી પટના અંદર ખરેખર આ સ્ત્રી વગર જીવવું તે નીરર્થક છે

બનઝારા.

નથી કરી આ નારી મારી, થઇ જીંદગી મારી આકારી;

પ્રીત જગતમાં જેરે કેવાયે તે તો આ નારીથી થાયે
તો ખરેખરી દીલદારી નથી, કરી આ નારી મારી;
આ પૃથ્વી ઉપર પરણો નારી રત્નજ નયને નીરખો;
નહીં ચીજ બીજી સુખકારી, નથી કરી આ નારી મારી,
હાય ગુસ્સામાં ભરપુર, ભલે નીશામાં ચકચુર;
સુખળું જાય દીઠાની પ્યારી નથી કરી આ નારી મારી. ૨
પ્રીત રીતમાં મરવું આજે, તેતો આ નારીને કાજે;
ખોઉં જીંદગી માહારી, સારી નથી કરી આ નારી મારી. ૪

અરે મેં એક વખત વિદ્વાનના મ્હોથી એક શ્લોક સાંભળ્યો છે તેનો પણ અર્થ એવો છે કે,

### સોરઠની ગઝલ

નથી પદમણી જેના ઘર વિશે, ધિકાર છે તે જનને;
કરે નહી તે સુખમાં, પ્રીયા બાળે છે તનને.
વિના વિદવાન સભાજ જાણો, રજની વીના ચંદ્રની;
પુરષાર્થ વિના પુરુષ જે છે, સેજ વિના કામની. ૨

અને એટલાજ ખાતર આ મહાનકાર્ય સિદ્ધ થવા હું ઇશ્વર સ્તુતિ કરી લઉં.

### ઠુમરી

[ કુદરતના કરનાર ખલકના સ્વામી એ ઢબ. ]
જોડીને હાથ નામ ને શીશ જગતના ધીશ.
કરજે કરૂણા તું દેવ ખલકના ઇશ,
થઇ ઇચ્છા માહારી આજ નારીને કાજ.
કરી કૃપા પ્રભુ તું રાખે મારી લાજ,
ધારે જન કદી જે મન થવાનું થાયે,
તુજ કૃપા વિના હે નાથ સર્વ સુખ જાયે,
દઇ સુખ હમેશાં સાર દુઃખ હરીશ.
માટે તું સાહ્ય પાય પ્રડીશ. ૨

વળી તેની સાથે મારી કુળદેવી આશાપુરીનું પણ સ્તવન કરી લઉં

### કલ્યાણની ગઝલ.

(પુર્ણ થયો છે ખેલ સજ્જનો પુર્ણ થયો છે ખેલ—એ રાગ)
જગત જનુનિ માતા આશાપુરી, જગત જનુનિ માત;
મન તણિ તું આશા કરજે વરવાને કાન્તા. ૧
લાખો કુલાણિ વીનતી કરે છે. કરજે સુખશાન્તી ૨

ચાલ હવે હું આ સુંદરિના બાપ પાસે જઇ તેનિ માગણી કરૂં

અને મને ખાત્રજ છે કે, તે કબુલ રાખશેજ કારણ કે માહારી રૈયત છે માટે હું તેને શામ, દામ દંડ, અને ભેદથી સમજાવી માહારૂં કાર્ય પરિપુર્ણ કરીશ.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—હડમતનું ઘર.

પાત્ર—હડમત તેની સ્ત્રી, અને લાખોફુલાણી.

હડમત—ઘેરવાળી આજે એકદમ દરબાર સાહેબ એકલા આપણે ત્યાં આવે છે તેનું શું કારણ હશે ?

સ્ત્રી—કેમ ખબર પડે (લાખા ફુલાણી આવે છે તેને.)

હડમત—દરબાર સાયબ ? પાધારો. આજતો તમે આપનાં ઘર પાવન કર્યા માહારે પોતાને તમારે ઘેર પધારવું જોઈએ તેને બદલે તમે આવ્યા.

લાખો ફુલાણી—હા ? હડમત તારૂં આજે મારે એક કામ છે અને મને ખાત્રી છે કે, તે તું પાર પાડીશજ, અરે ? મારા જેવો આ કચ્છ દેશનો મહિપતી તે પૃથ્વીની અંદર બીજો કયો જોગો છે અને જ્યારે તે મારો જમાત્ર થવા ઇચ્છા રાખે ત્યારે બેશક તારા ભાગ્યનો સુર્યોદય થઇ ચુકયો એમ સમજી ખચીત તારે યાદ રાખવા નું છે કે, જો તું આ કામમાં વિઘ્ન લાવશે તો તારૂ અને તારી સ્ત્રીનુ ઘાણીમાં ઘલાવી તેલ કઢાવીશ, હડમત નીચે જોઇ એક પણ શબ્દ બોલ્યા વગર બેશી રહે છે; ) અરે નહીં નહીં મને ખાત્રીજ છે કે, તુ એમ નહીજ કરે અને ખચીત તેથીજ તુ આ કચ્છ દેશનો પ્રધાન થઇશ. જો હાલતો હું જાઉં છું. અને તુ આ બાબતનો ઉંડો વિચાર કરજે હાલે પછી હું તારી મુલાકાત લઇશ એમ કહીને જાય છે.

હડમત—(તેની સ્ત્રીને) સાંભળ્યું કે, સિંધ છોડી આંહી આવ્યા તો આંહી પણ આ પાપ નડયું આપણે રાણકને આવડી મ્હોટી પાળી પોષીને કરી તે ફકત આપણી નાતમાં આપણો સંબંધ જોડવા માટે તે આ રાજાને કેમ દેવાય ? નાત આપણુને ગધેડે ચડાવે કે નહી માટે માહરો વિચાર છે કે, જેમ સિંધ છોડયું તેમ આ કચ્છ છોડી સોરઠમાં જઇ રહીએ, તે પણ નજીક છે.

સ્ત્રી—જેમ તમારી મરજી,

(આંહીથી સો ચાલી સૌરાષ્ટ્રમાં જીર્ણ દુર્ગ નજીકના મજેવડી ગામમાં આવી રહે છે.)

## પ્રવેશ ૮ મો.

### સ્થળ મજેવડીનો ચોરો.

પાત્ર—હડમત, જીવો પટેલ, રામદાસ બાવો અને ગીરધરદાસ સિદ્ધરાજનો દસોંદી ભાટ.

(સિદ્ધરાજે પોતાના દસોંદી ભાટને પોતાના યોગ્ય કોઇ અનુપમ કન્યારૂપી રત્ન ખોળવા મોકલ્યો છે તેના સાંભળવામાં રાણકદેવીની તારીફ આવતાં મજેવડી આવેલ છે.

ગીરધર—બાવાજી ! રામ રામ છે.

રામદાસ—જે નરસિંહ.

ગીરધરદાસ—(જીવો પટેલ બેઠા બેઠા બીંડીની પરાર મુકે છે તેને) પટેલ રામ રામ,

જીવો—રામ બા રામ ! આજ તો આણીગમ આવવું થયું.

ગીરધર—હા ભાઇ ! તમારા જેવું કાઇ કામ છે અને તે એજ કે તમારા ગામમાં જે હડમત કુંભાર છે તેની છોકરીનાં લગ્ન ગુજરાતના મહિપતી મહારાજા સિદ્ધરાજ સાથે કરવાનાં છે, આ કામમાં તમારે તેમજ બાવાજીએ પુરતી મદદ દેવી જોશે કારણ તે વગર બને તેમ નથી, અને આ કાર્ય સફળ થયું તો તમારા દુઃખ દુર થઇ જશે; નહીં તો પાયમાલ થશો કેમ ખરૂં કે ?

જીવો—બહુ હારૂં બા ? બહુ હારૂં એમાં શું ? એમ કયાં માહારાજ શ્રી બાઇ સઇએ (એમ કહી હડમતને તેડી આવે છે.)

હડમત—રામ રામ બા રામ રામ.

ગીરધર—આવો હડમતભાઇ આવો ! ભલા મેં સાંભળ્યું છે કે, તમારી દીકરી તેર ચૌદેક વરસની થઇ તો પણ તેની સગાઇ કરી નથી તેથી કાંઇ ગોઠવણ કરી કે નહી.

હડમત—હા મહારાજ ! મારો પણ વીચાર ઘણા દીવસ થયા થયાં કરશે અને નાતરુ પણ ઘોતું સઉ પણ ઘર વર બરાબર મન ગમતું મળતું નથી અમારિનાતના મોભીદારા ખોદડા જુનાગઢવળાથ વગેરેમાં ધ્રુ અને સંદેશો પણ કહાવ્યો સેતો કોઇ સારો વરઅમારો ધંધો સારો જાણુતો હશે એટલે નાંળીનાં સે, ચપણિગાં સે, હાડલાસે ગોળા સે, એપું હારૂં જાણુતો હશે તેને પરણાવિ દઇશ.

જીવો—અરે મુરખ ! એમાં તે તારૂં શું વળ્યું ? આ ગીરધર બાપને કેને તે કયોંક લાકડે માંકડું વળગાવી દેશે.

રામદાસ—અરે ગુરાનકી રંડી તેરે નાત જાતકા ક્યા કામહે તેરી એસી અપ્સરા જેસી બેટીકું કોઇ ચંદ્ર જેસા આદમસે લગા દે ફીર રામજી કે આસરે મોજ ઉડાઇયે.

હડમત—ના બાવાજી ? અમારે એવા જોઇએ મેંતો કચ્છમે લાખાફુલાણીને પણ ના પાડી છે મેંતો કોઇ ગરીબ કુંભાર સાથે પરણાવીશ.

ગીરધર—અરે મુર્ખ ? હું જે હું કહું છું તે ધ્યાન દઇ સાંભળ બેઅક્કલ ! ભુત જેવી તારી નાત તેમાં તારી અપ્સરા સરખી દીકરી નાંખી શું તેનો તું નિસાસો લેવા માગે છે ! શું તે માટી ખોદવા યોગ્ય છે ને શું તે તડકો ટાઢ વેઠવા અને મજુરી કરવા યોગ્ય છે અરે કદી કદીજ નહીં, તું તેને કાચાનો કડકો સમજી થોડી કીંમતે વેચી નાંખવા ધારે છે પણ અરે કમ અક્કલ ! તું જરા વીચાર કર કે તુ એ રત્નને સારી યોજનાથી વેચીશ તો નીહાલ થઇશ અરે એવા મજુરી વગેરેના અયોગ્ય બોજામાં નાંખી શું તુએ કુમળા ફુલને કરમાવી નાંખવા ચાહે છે! જરા વિચાર કર વિચાર કર ઓ ગધેડાના ચારનાર ! એ નાજુકવેલી ઉલટી લચકાઇ વધારે ભારથી તુટી જશે તું જરા ખ્યાલ કર ? આખા ગામમાં તો શું બલકે આખી પૃથ્વીમાં તેના જેવું રંગમાં કે શરીરના ઘાટમાં મુખની સુવાસમાં કે ગળાના રાગમા વાણીની મીઠાશમાં કે આંખના તેજમાં લલાટના ચળકાટમાં ને ચહેરાની કાન્તિમાં બીજુ કયું પદમણી રૂપી રત્ન જોયું છે ! યા સાંભળ્યું છે ! ખરેખર એ દેવી સ્વરૂપ છે, તેને તેનીજ યોગ્ય ચંદ્રસમાન પતિ ખોળી આપ્ય વળી તુ ખાત્રીથી માનજે કે તેના યોગ્ય સિદ્ધરાજ જયસિંહ સિવાય કોઇ દુનીયામાં નથી માટે તેની સાથે લગન કર નહીતર નકી સમજજે કે તું ઘણો હેરાન થઇશ. હું પણ તેજ મહારાજા બહાદુરનો હસોદી છઉં અને તેના મોકલવાથીજ તાહારી પાસે આવ્યો તેમ અહીંઆથી નાશી જશે પણ એમાં તું મ્હોટી ભુલ કરે છે. તું કદી પાતાળમાં પેશીશ ને ત્યાંથી આકાશમાં જઇશ તો ત્યાંથી મતલબ ટુંકામાં જ્યાં જ્યાં વાયુંનું સંચરવું છે ત્યાંથી તુને મહારાજા બાહાદુના ગુપ્ત દુતો પકડી ઠાર કરશે માટે ભલો થઇ માન્ય અને અમને ગોળ ખવરાવ્ય કે જેથી મહારાજા બહાદુરના સસરાનુ મહોટું માન દઇ બોલાવીએ.

હડમત—( હસ્તે ચહેરે ) બહું હારૂ જેમ તમારી મરજી લ્યો આ ત્યારે ખાવ ગોળ.

—વાહ વાહ ધન્ન છે ? હડમત. ? ધન્ય છે હવે અમે રજા લઇશું અને થોડા દીવસમાં માહારાજા સહીત આવશું (સર્વ જાયછે



## પ્રવેશ ૯ મો.

**સ્થળ—જીર્ણ દુર્ગમાં મહારાજા રાખેંગારની કચેરી.**

પાત્ર—રાહખેંગાર, પ્રધાન, સેનાપતિ, ચોપદાર.

**ચોપદાર**—ઘણી ખમા, રાખેંગાર માહારાજ ?

**પ્રધાન**—સરકાર ? વંદન કરૂં છઉં.

રાખેંગાર—પ્રધાનજી આશીર્વાદ.

**સેનાપતી**—માહારાજા ? નમન કરૂં છઉં.

**રાખેંગાર**—સેનાપતી ? કલ્યાણ માહારા વહાલા પ્રધાન. મને આ વખતે બોલવાને ઘણીજ ખુશી પેદા થાયછે કેમકે મારા પીતારાય નવ ઘણે માહારા તમામ ભાઇઓ કરતાં વધારે લાયક ગણી તખ્તનશીન કર્યો છે આ સોરાષ્ટ પહાડી મુલકમાં દુષ્ટ પાહાડી લુટારાઓએ માહારી રૈયતને વખ્તો વખત પીડી અતિશય દુઃખ આપ્યું છે પરંતુ હવે તે લોકોનુ સત્યાનાશ કરવાને સત્વર ઉપાયો કામે લગાડવા જોઇએ,

**પ્રધાન**—પ્રથવીપતી આપનું કહેવું યથાર્થ છે, માળવા ઉપર સ્નેહ મેળવી જે લશ્કર આવ્યું છે તેને પુરતું ઇનામ આપ નામદારના હુકમથી આપ્યું છે તેજ લશ્કરને દુષ્ટ બળવાખોરોને પારવત કરવાને મોકલવાની અગત્ય છે એમ હું માહારો આધીન મત આપ નામદારને નિવેદન કરૂં છઉં.

**સેનાપતી**—હા ? શું હજી તે દુષ્ટ બળવાખોરો આ પૃથ્વીપટની અંદર જીવતા છે ? માહારાજાધીરાજ આ એક નોકરી તો અમને સોંપવી જોઇએ અને એકદમ આજ્ઞા આપો કે તેનો હું સત્વર નાશકરૂં

**ખેંગાર**—સબુર ? માહારા શુરવીર સેનાપતી ! એટલી બધી ઉતાવળ કરવાની હજી જરૂર નથી. કારણ તે લોકો હાલ ગીરનારના મોટા જંગલમાં ચોમાસાના સબબને લીધે ભરાઇ બેઠા છે તે જ્યારે શીયાળામાં બાહાર નીકળશે ત્યારે તેનો નાશ કરવો ઘણો સહેલ થઇ પડશે કેમ પ્રધાનજી

**પ્રધાન**—મહારાજાનું કહેવું યથાથ છે.

( રાહએંગાર ચોપદાર સામી નજર કરે છે.

ચોપદાર—કચેરી બરખાસ્ત મહેરબાન સલામ

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—એક અરણ્ય.

પાત્ર—સિદ્ધરાજ અશ્વપાળ અને પછી ગીરધર ભાટ.

સિદ્ધરાજ—પ્યારા અશ્વપાળ ! આજે આપણુને આ હરણી આટલે બધે દુર ધસડી લાવી છે પણ અંતે આપણે તેને મારવામાં ફતેહ પામ્યા છઇએ.

અશ્વપાળ—મહારાજા ! આપનું કહેવું યથાર્થ છે પરંતુ હવે આ બંન્ને અશ્વો ઘણાજ થાકવાથી હાંફે છે તેને આ વૃક્ષ નીચે બાંધી જરા આરામ લઇએ. (ઝાડ નીચે બેસે છે. )

ગીરધર—( પ્રવેશ કરીને ) મહારાજાધિરાજ ! પૃથ્વીપાળ ! અન્નદાતા ! પ્રાણુરક્ષક ! કૃપાનિધિ ! સિદ્ધરાજ જયસિંહ ! બાહાદુરનું રાજ્ય અમર તપો.

સિદ્ધરાજ—આવો આવો ગીરધરભાઇ ! શું કરી આવ્યા.

ગીરધર—વળી એમાં તે કાંઇ પુછવું હોય; સાંભળો અન્નદાતા પીંગળ વિરૂદ્ધ જુની શેલી પ્રમાણે કવિત બોલે છે. )

**મનહર છંદની ચાલ**

ધારી ધારી દીઠી નારી, નથી કહેવા શકતી મારી,
શીષ પર શેષ નાગ, વેણીને લટકે લાગ.
જોઇ જુઇ જાગ સાજ, ભમર તો ભાગે છે;
કેસરી કટાક્ષ વાળી, રમતીતી એક બાળી,
ભમરો રસાળ કાળી, આંખ અણીયાળી છે.
ગાલ છે ગુલાબી લાલ, હોઠ છે પરવાળા લાલ,
શ્વેત દંત જીભ લાલ, મુખ ચંદ્ર વાળી છે.
કંચન લતાના માંહે, પગો દીસે છે ત્યાંહે;
જોઇ જોઇ દીલ માંહે, મુર્છીત થાય છે.
કેશરીની ચ એની, કેશરીની કેડ એની;
હીરણીની આંખ એવી, હીરણાક્ષી બાળી છે.
જોઇ મેં નીહાળી નારી, નથી જોડ તેની બાળા;
એક આપ સારૂ ખાલી, હમ એનાં લાવ્યો છઉં,

સિદ્ધરાજ—વાહ વાહ ! પરંતુ જેનાં તમે આટલાં બધાં વ-

ખાણુ કરોછો તે કોની દીકરી! ક્યાં રહેછે? અને કેવી નાતેછે? તે તો કહો ?

ગીરધર—( માથું હલાવી ) મહારાજા ! જુનાગઢ નજીક એક મજેવડી ગામ તેમાં એક હડમતીયો કરી કુંભાર છે તેને ત્યાં તે છોકરી ઉછરે છે.

સિધરાજ—હા ! શું એક ગામડાનો રહેનાર ગધેડાનો ચારનાર તેને ઘેર સિદ્ધરાજ બાહાદુરનાં માગાં ? માટીનાં ચપણ કરતાં શીખેલ છોકરી શું રાણીપણું કરવાને યોગ્ય ! અરે નહીં નહીં. અરે હજારવાર નહી જો તમો ભાટમાં અકલ હોય તો ભીખ શા માટે માગો.

## सोरठो.

गीरधर—आंगण आंबो मोरीओ, साख पडी घरबार.

देवे ऊपाय देयडी, नहीं जात कुंभार.

ગીરધર—પૃથ્વીનાથ ! ક્ષમા કરો. મેં જે કર્યું છે તે વિચારીનેજ કર્યુંછે એમાં બીલકુલ ભુલ નથી ખાધી એમ નક્કી સમજો તે કદી કુંભારને ઘેર ઉછરે છે તેથી તે કુંભારની છોકરીજ છે એમ કેમ મનાય ? મેં સઘળી બાબતોનો તપાસ કર્યો છે તે કડલીનગરના પાર રાજાની છોકરી છે શ્રીકૃષ્ણ જાંબુવતીનો અનિરૂધ બાણાસુર રાક્ષસની પુત્રીને બાહાદુર ભીમ હડીઆને અને એવા હજારો દાખલા આ શાઅમાંથી મળી આવશે કે નીચા કુળમાંથી પુત્રી લેવાને કંઇજ હરકત નથી મહારાજા રત્ન તો કાદવમાંજ પેદા થાય છે.

સિદ્ધરાજ—એમછે ! ત્યારે તો ઘણુંજ સારૂં ચાલો ત્યારે આપણે ઘર તરફ જઇએ અને લગ્નની તમામ સામગ્રીં તૈયાર કરાવીએ

( સો જાય છે. )

## પ્રવેશ ૧૧ મો

### સ્થળ—મજેવડી અને જુનાગઢ વચેનો ભવ્ય બાગ.

પાત્ર—રાહખેંગાર અને રાણકદેવી.

રાણકદેવી—( આજ સ્યામ મોહીનીકો બૈસુરી બજાઇ સ્યામ) એ ઢબ
બાગ આજ સારી છે નીહાળતાં જરેજરી.
ચડી છે વેલ તો ખરી, પ્રીતમથા હસી હસી. ૧
ગુલાબ પાસ મોગરો ગુલાલ લાલ ગુલછડી,
કેતકીને માલતીજ, બાળે પ્રીત રીતથી. ૨
લપટાઇ છે ચંબેલી આજ, પ્રીતમથીજ પ્રીતથી;

મન મારૂં તે થકી બળે છે વિરહ રીતથી. ૩
અગથીયા વેલ તો પ્યારથી ગળે પડી;
પ્રિતમ મુજને કયાં મળે રહુંજ એવી રીતથી. ૪

હા! પ્રભુ ! કહેવત છે કે જેવો વિચાર તેવોજ ઉચ્ચાર મ્હારા મનમાં રાત્રિ દીન પ્રીતિનો અંકુર સ્ફુરાયમાન થતો જાય છે અને તેનેજ લીધે આ વૃક્ષોને પણ હું કામ અને રતીની માફક નીહાળું છઊં આહાહા !

હીંડી

આ વન વિષે સર્વને છે સુખ કદી પક્ષી નહી પામતા હોય દુઃખ
ધન્ય ધન્ય એની જનેતાની કુખ. આ વન
સજોડ કળી સર્વ પ્રીત આખે, મધુર વચનથકી પ્યારે વૃદ્ધિ દાખે;
સહુ સાથ વસી માયા બહુ રાખે, આ વન
સહુ દંપતીની પ્રીત બહુ ભારે મળી પત્નીથીજ વૃક્ષ ઉભાં દારે;
એવો વખ્ત બતાવો પ્રભુ કયારે- આ વન.

આહાહા હે દીનબંધુ !!! શું હું આ નાના વૃક્ષો કરતાં પણ હીણભાગ્ય !! શું આ લતાઓ માહારી મશ્કરી કરેછે ! કરો બહેનો ! કરો તમારો પણ વખત છે પણ નાના તેઓ નીચી નમી માહારા દુઃખમાં ભાગ લે છે અરે આ પણ આ સુર કયાંથી આવે છે.

(ઝાડને ઓઠે રહી સાંભળે છે )

રાહખેંગાર-(એક ઝાડની વાંસે સંતાઇ રહી સમયમાં ગાયછે.)

રાહખેંગાર- સોરઠની ગજલ.

(ડુબ્યો આજતાપ વિલાપમાં—એ રાગ.)

રૂપ કેવું છે આ ત્રિયાતણું જાણે કામ પ્રિય આવી ખરે;
નહીં દીઠી આવી કો ભામની. મુજ નેત્રથી આ ભૂમીપરે ટેક.
મુખ દાખવી મારૂ મન હર્યું કામણગારીએ તો કામણ કર્યું;
હાય શું કરૂં હવે ઓ પ્રભુ, નહીં કાજ સુઝે મને અરે રૂપ.
ફેંકી બાણ કટાક્ષનું, એણે વિંધ્યુ હ્રદય માહરૂં,
હૈયું હાથ રહેતું નથી હવે, પાપી કામ દુઃખી મુને કરે. રૂપ.

( ખુશ રહો સનમજા મોરાબી હાતા બોલી—એ ઢબ. )

કોયલ શુર લાગે દીલને આનંદકારી,
જેમ પ્રિય પુકારે કાન્ત બની બતખારી;
એ રતી રંભા કે ઉરવશી આવી આંહી,
કે મુજ દીલ કરવા શાન્ત અપ્સરા આવી.

ઓ કોમળ કમળ તું વાસ પસારે તારી,
આ ભમર ભમે છે તુજપર વારી વારી.

રાણકદેવી—અહા! શું સુંદર સમસ્યા મને કેવી રીતે સમજાવે છે! પણ એકદમ નામ લેવું એ કરતાં હું પણ તેને સમસ્યામાંજ સમજાવું એ ઉચિત છે.

( ઉપરનીજ ઢબ. )

ઓ ભમર ભમે છે શાને મધુવન છોડી,
આ પુષ્પ ખીલ્યાં છે આવ જલ્દી તું દોડી;
નવરંગીત પુષ્પે બેશ ફરીને હડી,
ચંબેલી ચિતમાં ચાહે ફરે મન ગેલી.
તુજ રૂપ ગુણને નામ જણાવે પ્યારા,
રે દઇ દર્શનનો લાભ મેળવ મન મારા.

રાહખેંગાર—અહા! મનને આનંદમાં લીન કરી નાંખનાર કેવા શબ્દો! શું શું. ખુબીદાર જવાબ!! ચાલ ચાલ જાઉં જાઉં નહીં નહીં એમ સાહસ કરવામાં માલ નહીં, હવે હું ખુલ્લી રીતે મ્હારૂં નામ કામ જણાવું.

બિહાગની ગઝલ.

માનુની તું માન મારૂં વચન આ નીરધાર,
સોરાષ્ટનો પતિજ હું નામ રાહખેંગાર. ૧
ભાન ભુલી ભામની કેમ વનમાં ફરે,
ઉદાસ દિલ તારૂં કો પૃથ્વીમાં ફરે, ૨
છે રીશ શી તુજ દીલ વિશે જણાવને મુને,
કેમ આંહી એકલી કેમ દેહને દમે. ૩

( સૌરાષ્ટના મહિપતિનુ અચાનક નામ સાંભળતાં રાણકદેવી મુર્છીત થઇ પડે છે, ગુપ્ત રહેલ રાહખેંગાર બાહાર આવી તેને જાગૃત કરી સંતાઇ જાય છે, બેભાન હાલતમાં રાણકદેવી શોચ કરે છે. )

રાણકદેવી—અરેરે! માહારા શરીરને અચાનક આ શું થયું? અરે હું જાગૃત છઉં કે સ્વપ્નાવસ્થા ભોગવું છું.]

અરે પ્રભુ મ્હારી આ શી ગતી] અરેરે જે જે હું સાંભળું છઉં તે ખરૂં છે કે ખાલી ભણકાર? મદન યુકત તને ભમાવે છે! હે દીનબંધુ! ( નીશ્વાસ નાંખે છે. )

સોરઠની ગઝલ.

[મદમત લોચન ડોલતો અલિ જાણ્ય કામઘ આવતો એ ઢબ)
કેમ ભાન ભૂલી હું મારા દેહનુ મુજ શુદ્ધ બુદ્ધ ક્યાં ગઇ,

જોઉં શું સ્વપ્ન કે સાચું હું અરે નિસ્તેજ મુખે કેમ થઇ,
ગાજે છે મેઘ જોરથી, કે કામ બોલે કોપથી;
મુજ મન ભેદી જાય છે, પ્રિતમ તણાજ વિયોગથી.
ઓ નાથ આવી મળો તમે દીલ શાન્ત કરવા મુજ કને;
દર્શનની આતુર હું હવે દાસી સંભાળે આપને.
( એટલામાં રાહખેંગાર આવે છે તેને પ્રેમાલિંગન કરીને. )

ઉપરની ઢબ.

જગમાં દીઠા જન તો ઘણા, પણ તમ સમો એકે નથી;
મનમાં સદા સમજું બહુ પણ આ સમે લાચાર થઇ.
દુનીયાની વીશે દીલદાર જો જો મોંઘી વસ્તુ પ્રેમ છે;
તમ કાયથી તે ખરીદવા મુજ મનમાં દૃઢ એમ છે. ૨
મમ સુખ માટે દુઃખ તમને આપુ કેમ અધીપતી,
કોડી તણા કારણ વીશે નવ રત્ન ડુલે મહીપતી. ૩

પ્રાણપતિ ? ( મનમાં ) અરે આ શું બોલું છઉં ? કેવું કામે સાહસકર્મ ! ( ચાસન ) મહારાજા ! આપની યોગ્ય મેં કોઇ પણ પુરૂષ આ પૃથ્વીમાં જોયો નથી. આપનો પ્રીતરૂપી તું તું કામનીયોનાં કોમળ હૃદય બાંધવાને માટે પુરતો છે પરંતુ આપનો અમુલ્ય દેહ આ કીંકરીની જોખમથી દેહ માટે ગુમાવવા યોગ્ય નથી.

રાહખેંગાર—પણ કુમારિકા !

ઉપરનીજ ઢબ.

પ્રેમી જીવે જો પ્રેમી બ[illegible], પ્રેમને તો ધીક;
તેથી જગતમાં પાણી પયની, પ્રીતડી તો ઠીક છે. ૧
જો જાય મ્હારૂં રાજ આજ, તમામ તો હું નવ ડરૂં;
ગીરનાર કરવા બ્હાર છે, તૈયાર તત્વમાં કેમ કરૂં. ૨
રાક્ષસ મનુષ્ય દેવ છે, કે ભુત છે ભુમી વીશે;
ખેંગાર ચડશે રણ વીશે, કોણ જગતમાં જીતી જશે. ૩

એવો કયો પુરૂષ આ પૃથ્વીની અંદર જન્મેલો છે કે આ બહાદુર રાહખેંગારને ડરાવે ! કુમારીકા ? તું નિર્ભય રહે એમ કહી બોલે છે.

રાહખેંગાર— અશાવરી.

સુરતી અજબ છે તારી, પ્રિયા મારી સુરતી અજબ તારી ટેક.
અજંત અજીત નયન હરે મન, મારી નેન કટારી. પ્રિયા.
આનંદ ઉરમાં પ્રસરે અતીસે, શશીસમ વદન નીહાળી. પ્રિયા.
અલ ચતુરા હંસની માફક ઠુમ ઠુમ ટીક છે સારી. પ્રિયા.
શબ્દ મધુરા મુખે વદીને મોહ જમાવે તું પ્યારી. પ્રિયા.

સ્તીની તુલ્યે રૂપ દેખીને મન્મથ વ્યાપે ભારી. પ્રિયા.

રાણુકદેવી—મહારાજા ! કોય નહિ પણ ગુજરાતનો મહિપતિ સિદ્ધરાજ જયસિંહ.

( એટલામાં એક ભયંકર અવાજ થાય છે કે તુરતજ રાહખેંગાર સ્વાર થઇ સટકી જાય છે રાણુકદેવી શોચ કરે છે. )

સીયાનો કબરો.

પ્રીતમ મ્હારા નાસી ગયા શું પ્રીત કરી કાં મુજને છોડી,
રેહેમ ન આવી દાસી ઉપર, મ્હાની સાથ ગયા તે દોડી;
વાત પરસ્પર પ્રીતની જામી, મુકી ગયા કેમ પ્યારા સ્વામી,
કહેતી હતી હું મ્હારા મનની, આગ ઓલવવા કાજ છું તનની.
કુડે નસીબે કુડું થાયે, પ્રાણ રત્ન કાં નાશી જાયે,
પ્રીત રહીત સિદ્ધરાજથી વરવું, નક્કી કર્યું મે તેથી મરવું.

હે દયા સાગર ! હે દિનકર ! મેં તારી સમક્ષ મહારાજા રાહખેંગારને મ્હારા પ્રાણપતી પ્રહરક્ષક કર્યા છે હે જગત બધું ? તું એ કાયમાં મને સાક્ષભુત રહેજે.



## પ્રવેશ ૧૨ મો.

સ્થળ—જીર્ણદુર્ગમાં રાહખેંગારનું વીચાર ભુવન.

પાત્ર—રાહખેંગાર. દેશળજી—રાહખેંગારનો ભાણેજ, પ્રધાન.

દેશળજી—મામા આપણા આ ઇંદ્રપુરી સમ ઓપતા પતન દુર્ગમાં પદમણી રૂપી રત્ન જ્યાં સુધી નથી ત્યાં સુધી તે એક ખરેખર જીવ રહિત લાગે છે હાલજ મારા જોવામાં એક રમ્યરમણી આવી છે કે તેનું સ્વરૂપ જોતાંજ આપને ખાત્રી થશે કે તે ખરેખર દૈવી સ્વરૂપ છે, વળી તે કાંઇ દુર નથી આપણા મજેવડી ગામમાં રહે છે.

રાહખેંગાર—બરોબર દેશળજી ! મેં પણ તે સુંદરીનેજ આજ જોઇ છે અડચણ માત્ર એટલીજ કે એ કુંવરીના લગ્ન સિદ્ધરાજથી થવાનાં નક્કી થઇ ચુકયાં છે, કેમ પ્રધાનજી ! આપનો શું વિચાર છે.

પ્રધાન—ભાઇ દેશળજી ! તું રૂપનાં આટલાં બધાં વખાણ કરે છે તે કદાચ ખરી વાત હશે પણ તે ઇંદ્રવયણાના ફળને ખરીદવામાં કાંઇ માલ નથી, વળી સાપના ફણ ઉપર મણી, વાઘની મુછના વાળ, સિંહને કુવે મધ, એ લેવા જતાં પરિણામે અશુભ છે, કદી એક વખત ફતેહ પામ્યા તેથી વખ્તો વખ્ત ફતેહ પામશું એમ

સમજવું નહિ જબરૂં તે જબરૂંજ માટે મારો વિચાર નથી કદી મહારાજાની મરજી હશે તો બીજી કન્યાની ક્યાં ખોટ છે.

દેશળજી—કાકા ? એતો એવડો ક્યાંથી મ્હોટો થઇ આવ્યો શું એ ક્ષત્રી છે અને બીજા વાણીયા છે ? શું એ સિંહ છે અને બીજા સાબર છે ? શું એ રાજા છે અને અમે રાંક છઇએ ! અલબત એને ચાહીને ન છોડત પણ આપણા રાજ્યમાંથી કન્યારૂપી રત્ન લઇ જાય એ આપણે થોડું શરમ ભરેલું છે ! મામાએ તેનું નાક કાપ્યું છે શેહેરનો દરવાજો તોડયો છે એ શું વેર નથી કર્યું ? માટેબેસક તેને તો એહીજ લાવવી આપ બુઢા માણસ તેમાં શું સમજો સાઠે બુદ્ધિ નાસે છે

રાહુખેંગાર—બરોબર ભાણેજ દેશળજી ? હું પણ તમારા મત નેજ મળતો છઉં એ તો મ્હારો કયો દુશ્મન માહરા પ્રિય પિતાનું અપમાન કરનાર દુષ્ટ છે એ પણ જાણશે કે હજી ક્ષત્રી બચ્ચા દુનિયામાં છે એને રણ પડવું છે માહારા વિજયી દેવતાઇ કીલા આખર સહાય છે હા ક્ષત્રી બચ્ચા જ્યાં સુધી યુદ્ધમાં નામ નહી કાઢે હો જ્યાં સુધી યુદ્ધમાં આયુષ પુરૂં નહી કરે યુદ્ધમાં અમર નહી થાય ત્યારે જમીને શું કરશે દુનિયામાં શું કામ પેદા થશે માટે બસ પ્રિય ભાણેજ દેશળજી તું આજે સર્વ સામગ્રી તૈયાર કરી જા અને તે કુમારને સમજાવી તે કોમળાંગીને તેડી લાવ.

દેશળજી—જેવી આજ્ઞા. (સૌ જાય છે)

---

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ—મજેવડી ગામનો ચોરો

પાત્ર—હડમત, જીવો, રામદાસ, દેશળ, સીપાઇઓ.

દેશળજી—સીપાઈ ! જલદી જાકે પટેલકુ બુલાવ,

જીવો—રામ રામ ધણી ખમા અન્નદાતા.

દેશળજી—આવો પટેલ આવો તમે અમારે માટે કાંઇ તરખડ કરશોમાં અમે સઉ નાસ્તો કરી આવ્યા છઇએ ફક્ત અમારે હડમતનું કામ છ તેને બોલાવો.

(પટેલ જઇ હડમતને અને રામદાસને બોલાવે છે)

હડમત—રામ રામ દેશળભાઇ રામ રામ.

દેશળજી—આવો હડમતભાઇ આજે તમારા સરખુ એક કામ પડયું છે અને તે એજ કે જ્યારથી માહારા મામા રાહખેંગારે તમારી પુત્રીનાં વખાણ સાંભળ્યાં છે ત્યારથી તેને વરવાનો નિશ્ચય

કર્યો છે અને તેથીજ અમને આ ખાંડું લઇ મોકલ્યા છે માટે વેર જઇ સર્વે તૈયારી કરો અમે થોડા વખતમાં આ ખાંડુ લઇ આવી એ છઇએ માટે હવે ઉઠો સત્વર કરો

હડમત—નારે દેહરજીભાઇ; ના રાઇના ભાવ તો રાતે ગયા. એતો સિધરાજ જેસિંઘની થઇ ચુકી, માટે આપના મામાને મારા પગે લાગણુ કહેજો અને કહેજો કે એ વિચાર હવે છોડી દે.

જીવો—હા બાપજી. જો સગપણ ન થયું હોત તો કાંઇ હરકત ન હતી પહેલા તમે અને પછી બીજા પણ આ તો મગ ચોખા ભળી ગયા, એટલે શું કરીએ ! લાચાર.

રામદાસ—હું બાળારાજા વહ બાતમે કુછ માલ નહિ હે રામ જીકે આશરે કહાં ગુજરાતકા મહિપતિ સિધરાજ જેસંઘ ઓર કહાં રાહખેંગાર, ઉસકી સાથ બર કરકે હડમતકું રહેનાં કહાં, રામજીકે આ-શરે જો હેં સો આપકે તાબેમેં હે ઉસીસે સહસ્ર ગણુા જાદે મુલક ઉસકે તાબેમેં હે, હડમતકુ તો કયા, લેકીન સારે મુલકકુ પાયમાલ કરે, ગિરનારકે પાથરેકું જમીનદોસ્ત કર દેવે એસા મહાન રાજાકી ઓરતકું રામજીકે આશરે જો હે સો આપ લેનેકું તાકતે હો ઉસમેં પરીણામ કછુ અછા નહી હે રામજીકે આશરે જો હે સો કહાં તલાવ, ઓર કહાં સમુદ્ર કહાં ચંદ્ર ઓર કહાં સુર્ય, કહાં કુત્તા ઓર કહાં સીંહ આપકા બચાવ નહીં કરસકોગે તો રામજી કે આશરે જો હે સો દુસરે કયા કરોગે મહારાજાસે બેર કરનેકા. મુલકકા શ્રાપ લેનેકા ઓર અપ્સરાકુ દુઃખમેં ડાલનેકા રામજીકે આશરે જો હે સો નહી બનેગા

હડમત—નહીં, નહીં, તે નહીં, હજાર પાણીયે પાએલ ચોખી નહીં, ના ના ને ના.

### सोरठो.

जासिंह देवे जाय, धार नगर ढंढेरीओ,
कपरां ते कहेवाय, खेंगार तुं खेधे पडयो.

દેશળજી—(તરવાર ખેંચી ઘણાજ જુસ્સામાં) બસ ભીખારી! બસ કર ઘણુ થયું હદ થઇ ગઇ ગપેડાના સરદાર તું જાણુતો આવે કે હજી કાલેજ મારા મામા સિધરાજનું નાક કાપી ચાલ્યા આવે છે! જા ભોયરાના રાજા કે હંસરાજ મહીડાને રાહખેંગારના હાથ પુજી આવ્યા હો! જેના સક્કા સો સો ગામમાં ગાજી રહી

છે અરે જેણે બાદીએ બેસ્તાંજ દુશ્મનોને થથરાવ્યા તે હા ! જેનો કીલ્લો અજીત છે, જેને માથે જગતગુરૂ દત્તાત્રેયનો હાથ છે બસ, પટેલ ! ઉઠ રથ જોડાવ તેને પણ પુછવાની જરૂર નથી હા જેમ શ્રી કૃષ્ણ રૂકમણીનું હરણ કરી ગયા, સુભદ્રાને અર્જુન હરી ગયા. ઓખાને અનિરૂધ હરી ગયો, તેમ હું મારા મામા સારૂ આ હરણીનું હરણ કરી જાઉં છઉં. પછી જેમ શિશુપાળ, બળભદ્ર અને બાણાસુરના જેવા હાલ કરાવવા હોય તે આવજો (હડમત તરફ જોઇ) માન્ય માન્ય અને માન્ય અને હજી તેયારી કર "પાછળ બુદ્ધિ બ્રહ્મ" ની શીખામણ દે.

## सोरठो.

बावन हजार वांधीया, घोडा गड गीरनारः
केम सांखे सोरठ धणी, लोहणदल खेंगार.

હડમત—(વાંકુ મ્હોડું કરી) મને તો સિદ્ધરાજ મારી નાંખે.

દેશળજી—સીપાઇ ! ચાલો ઘરમાંથી દાસીયોને બોલાવો જે થોડા વખતમાં સોરઠની પટરાણી થવાની છે તેને વધાવિયે (અહિંયાંથી સૌ હડમતને ઘેર જાય છે; અને ખાંડા સાથે યથાવિધ લગ્ન કરી રાણકદેવીને જુનાગઢ લાવે છે.)

---

## પ્રવેશ ૧૪ મો.

### સ્થળ—રાણકદેવીનું શયનગ્રહ.

પાત્ર—રાણકદેવી, દાસી અને પછી રાહખેંગાર.

રાણક—આહા ! ! ! પરમેશ્વરની અજબ કૃતિ છે, આજ શરીર ઉપર આટલી નહાની વયમાં કેટલા વિતકો પડ્યા અને અંતે માહારા મનથી માનેલો પ્રતિ મળ્યો, પણ હે વિશ્વંભર હજી પણ આ દેહ ઉપર કોણ જાણે શું ગુજરવાની હવે ગુજરાતના મહિપતિ સિદ્ધરાજને જ્યારે આ ખબર પડશે ત્યારે શું તે વેર લેવાને નહી આવે અને જ્યારે આવશે ત્યારે લાખો માણસના જાનની ખુવારી થશે તે પણ આ દેહને માટેજ કે નહી ? ઠીક ભગવાન ? જેવી તારી મરજી આ વખતે તો તાહરો આભારજ માનું કે તેં મનમાનતુ જોડું મેળવ્યું.

રાણકદેવી દાસી પ્રત્યે—સતી તણો મુખ ધર્મ હોવાથી મારી ઉઠી પ્રભાતમાં સ્નાન કરવું, પતીની સેવામાં ધ્યાન ધરવું.

પતીની રજા વિના બાર ન ફરવું કરવું ધરવું હે દાસી મારી સાચામાં સાચી દાસી પીયુને સેવા, આરોપવા નીત મીઠા મેવા, સ્વામી પેલાં આપણે ન લેવા હોસી મારી.

## બનજારા.

(હરી કલંક આરે ઉતારો મુજ પ્રાણનાથ ઉગારો—એ ઢબ.)

નમું નમું હું ગુરૂ ગીરનારી, ભય ભયથી હે તું તારી;
અકળ ગતિ છે તારી નહી પોંચે હેમતી ત્યાં મારી.
આ ખેલ ભવિષ્યના ભારી, નમું નમું હું ગુરૂ ગીરનારી,

મુજ માત પિતા કોણ ક્યાંહે, હડમત મજેવડી માંહે;
એની જીંદગી થઇ દુખીયારી, નમું નમું હું ગુરૂ ગીરનારી,

ક્યાં ભાળ્યો મેં કચ્છ દેશ, લાખોફુલાણી રૂડે વેસ;
પ્રભુ ગ્રહી તે બાંહ મ્હારી નમું નમું હું ગુરૂ ગીરનારી,

દીવ દીલ લગી દીલદાર, મારા પ્રીતમના જે પ્યાર;
અરે કેમ મુકું હું વિચારી નમું નમું હું ગુરૂ ગીરનારી;

ભુપ રાહખેંગાર જેહ, મન મોહન મારા તેહ;
તે પરથી હું ઓવારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.

અરે દાસી તું સત્વર કરને, મુજ નાથને ઇહા ધરને;
પ્રીતે કરીએ સ્તુતિ તારી, નમું નમું હું ગીરનારી.

દાસી! જરા પ્રાણનાથને વીનતી કર કે આપનું મુખારવિંદ જોવાને આતુર છે.

દાસી—બહુ સારૂં બાઇ સાહેબ! જેવી આજ્ઞા.

(રાહખેંગાર આવે છે.)

રાણક—એજી મારા પ્યારા પતીઓ પધારો (ચાર ફેરે બોલવું)
ધન ધન દીન આજનો મનમાં પ્રેમ વધારાં એજી મારા પ્યારા.
સીધરાજ વેરે સગપણ થયું છે ગભરાશો નહી પ્યારાએજી.
તમે કંથ થાઓ મારા સોગન છે પ્યારા એજી.
માંહે નાયકા નચાવું એજી હવે બીજા અવર માગાં ઉતારાં એજી.

રાહખેંગાર—કેમ પ્યારી, સુવદને, મને કેમ યાદ કર્યો.

રાણક—પ્રીતમ, આપના મુખારવિંદનું દર્શન જો આ કિંકરીને થોડીવાર પણ નથી થતું તો એક ઘડી યુગ સમાન થાય છે. પ્રાણનાથ, મને આ વખતે માહારી ભુતકાળની સર્વ બીના નજરો નજર કરમા. માહારૂં મન વિવ્હળ થયું પરંતુ વહાલા પતિ, જ્યારે તે બાબત ઉપર વધારે વિચાર કર્યો ત્યારે સર્વ વ્યાપક ઇશ્વરની કૃપાથી પાપ જેવું અમુલ્ય રત્ન મહારા નસીબમાં હમેશને માટે લખાએલું માલુમ પડતા

હમેશને માટે લખાએલું માલુમ પડતાં તે સ્વચ્છંદ્ નિયંતાનો આપણ બન્ને સાથેજ રહી આભાર માનીયે તેવી ઇચ્છા થઇ અને તેનેજ લીધે આપને તસ્દી આપવી પડી માટે ક્ષમા ચાહુ છઉં.

રાહખેં—મૃગનયની! ત્રિવેનેત્રાલ તમારા પ્રત્યેક શબ્દ મને અમૃત તુલ્ય સુખ ઉપજાવેછે. આ બાબતમાં તમે ક્યું અનુચિત કાર્ય! કર્યું છે કે મારી માગી મને શરમીન્દા કરોછો! ચાલો ત્યારે આપણે બન્ને સાથેજ પરમકૃપાળુ પરમેશ્વરનો પાડ માનીયે.

બન્ને—( સાથે—દયાળુ દેવ કૃપાળુ તુ—એ ઢબ. )

અરે જગનાથ ગ્રહોને હાથ, હમેશાં રાખ અમને સાથ
દતાત્રી તુ વિધન હરજે, કૃપા અમપર સદા કરજે
અખીલ જગનોજ કરતા તું, દયાળું તુ દયાળું તું;

રાણક—પ્રીતમ માહારા પ્રાણાધાર, ખરે દીલદાર હૈયાના હાર.
અમર તું કર કૃપાળુ નાથ, સૌભાગ્ય રક્ષક મારા નાથ. ૨

રાહખેં—પ્યારી મારી દેજે સુખ, કૃપા કરીને હરજે દુઃખ,
પ્રથમ મરવું મને દેજે, વિના પ્યારી નહી કરજે. ૩

બન્ને—પ્રીતમ પ્યારી આ પૃથ્વીમાં, કરે સુખ ચેન ખુશીમાં;
નમી નમી કરીએ પ્રણામ, કૃપાળુ હરી આઠે જામ. ૪

રાહખેં૦—કેમ પ્રિયા! હવે મને કચેરીમાં જવાની રજા છે?

રાણક—વાહાલા પ્રાણપતિ! એ શું બોલો છો? હું શું રજા દેવાને યોગ્ય છઉં સુખેથી પધારો.

( સર્વ જાય છે. )

---

## પ્રવેશ ૧૫ મો.

### સ્થળ—જીર્ણદુર્ગ પાસેનું વન.

પાત્ર—શેરઅલી સિદ્ધરાજનો સીપાઇ, તથા ગામના માણસો.

શેરઅલી—યા ખુદા બહુત દીનસેં થકા ભુખા ઇદર તો આ પહોંચા, ઓર શીકારભી બડા હાથ આયા હે, વો હીરન સામની પડા હે, ઉસકુ ઠેર કરૂં (ધીમે ધીમે પાસે જાય છે તેટલામાં આદમીયોનું ટોળું હોકારા કરતુ આવેછે ને હરણ નાસી જાય છે.)

( હોરીની રાહ. )

ખુશી ખુશીજ આજ, ખુશી ખુશીજ આજ;
માહારાજા રાહખેંગારના, લગન થયાં છે કાજ,

પહેલો—સટાખટા ઉડાયગે હે ઉલ્લુકે સરદાર;

ભટર પટરમાં પેગે પેસે હે અપાર. ખુશી.

**બીજો**—આપલ્યા ઘેર તાંદુલ, ઔર ગુડઘે આણચે;
ચાર ચાંગલા ઉતમ, સબસે ભાત ખાઇંગે. ખુશી.

**સર્વ જણ**—(તાણીને).

ખુશી ખુશી ખુશીજ આજ ખુશી ખુશીજ આજ,
માહારાજ રાહખેંગારના લગન થયાં તે કાજ.

**શેરઅલ્લી**—(શીકાર છટકી જવાથી ગુસ્સામાં આવી) અરે ઓ બદમાસ લોક! યેહ કયા ગડબડ સડબડ મચાઇ હે! હમને બહુજ મુશ્કેલીસેં એક શીકાર હાથ કીયાથા વોભી તુમારી ગડબડસે છટક ગયા, ઉતની રાડ પાડનેકા તુમારે કયા સબબ હે?

**એક જણ**—દેખો મયા સાયબ! આજ હેસો અમારે રાજા રાહખેંગાર બહાદુરકા પરણુવા રાણકદેવીની સાથ થયા હે અને ઉસકે માટે આખા શહેરમાં આજ ગોઠ આપી હે ઉસકે માટે આજ ખુશી થાતા હે.

**શેરઅલ્લી**—દાઢી ઉપર હાથ નાંખી લાહોલ, બીલાહોલ, લાહોલ, બીલાહોલ, અકતરહ અલ્લા યા અકબર! યહ કયા ગઝબ! માહારાજા સિદ્ધરાજકી પટરાનીકું યહ રાહખેંગાર લે ગયા કયા જુલમ! યા અલ્લા! પાટનમેં કૈસી સાદીકી ધમાલ મચ રહી હે. યા ખુદા! લેકીન જીયા ચલ અબ યહ ખબર જલદીસે પાટનમેં પહોંચાઉં.

---

## પ્રવેશ ૧૬ મો.

### સ્થળ—પાટણમાં સિદ્ધરાજની કચેરી.

પાત્ર—સિદ્ધરાજ, પ્રધાન અને પાછળથી શેરઅલ્લી.

**સિદ્ધરાજ**—માહારા શાણા પ્રધાન! લગનને માટે મુકરર કરેલ શુભ દિવસ હવે નજીક છે સર્વ તૈયારી થઇ રહી છે માટે હવે આવતી કાલે તમે માહારી આ રત્નજડિત સમશેર લઇ જાઓ અને તે કોમળાંગીને માહારો મહેલ શોભાવવા લઇ આવો તેની સાથે હડમતને પણ તેનાં સહકુટુંબ પરિવાર મ્હોટા માન અને દબદબાથી લાવજો.

( તેટલામાં શેરઅલ્લી પ્રવેશ કરે છે. )

**શેરઅલ્લી**-(માથું ધુણાવતો) માહારાજા? કુછ કેહેનેકી બાત ઇ નહી હે કે માહારાજા સિદ્ધરાજકી પાસ ઉસકા કયા ચલેગા.

**સિધરાજ**—(આશ્ચર્ય થઇ) હે કયા?

શેરઅલી—માહારાજા! યહ બાત મેરેકુ મત પુકારે મેરે મોસેભી નહી કહી જાત હે ઉંન એસા અનર્થ કીયા હે કે સારી પૃથ્વીમેં બી ન હોયે, ઇસકું આપકા તો કુછ ડર ભી નહી હે, ઓર બોલતા હે વન ક્યા કરેગા! ક્યા ઉસકી તાકાત હે! મેરે શીવાય ક્ષત્રી બચ્ચા પ્રથ્વીપર હઇ નહી.

સિદ્ધરાજ—લેકીન ઇતના સો કયા હે?

શેરઅલી—માહારાજા! દુસરા તો કુછ નહીં હે લેકીન આપકી જોર સાદી હોનેકીથી વહી અપ્સરાકું જીર્ણ દુર્ગકા રાજા રાખેંગાર હરન કર લે ગયા ઓર ઉસકી સાથ સ્યાદી કી હે.

સિધરાજ—(ઘણુજ ગુસ્સામાં) કાંઇ ફીકર નહી, જુઓ કે સીંહને છેડી શીયાળ કેટલી ઘડી ક્ષેમ કુશળ રહે છે! મણીધરને જગાડી ઉંદર કેટલીવાર દોડે છે! ગજરાજને શીંગડુ મારી પાડો કેટલેક દુર જાય છે! હા! એ દુષ્ટે મ્હારૂં ઉતમ ભોજન અભડાવ્યું છે. રાવણે સીતાને હરી જવા કાંઇજ વિચાર નહોતો કર્યો બલકે "જાનકી" લેવા જતાં જીવ જાનેકી" લઇ લાગ્યો હતો. તેમ આ પણ રાણકદેવીને નહીં પણ પોતાના કુળને નાશ કરનાર દેવીને લાવ્યો છે, હા મ્હારી કહેવાએલીને તે મરી જાય હો મારી પ્યારી વસ્તુને તે ઉપભોગ કરે!! અરે જ્યાંસુધી હું જીવું છું! જ્યાં સુધી મહારામાં હાલવા ચાલવાના શકતી છે! બલકે જ્યાં સુધી મ્હારા નસોમાં લોહાનું હરવું ફરવું થાય છે ત્યાં સુધી તો તે દેવને કે દાનવને રાજા હોય તોપણુ છોડનાર નથી!! હો વિપથી બુદ્ધિના રાખેગાર? તુંને થોડીજ ખબર છે કે આ બાહાદુર સિધરાજ તારો ક્ષણુવારમાં નાશ કરશે! આજ દિવસ સુધી હુ એમ માનતો હતો કે મિત્રતાને નાતો તેમજ દુસ્મનની બરોબરીયાથીજ કરવી, પણ તે તેમાં ખલેલ પોહોંચાડી છે! મણિધરના ભોણુમાં હાથ નાંખ્યો છે હા! જરૂર મ્હારી ગેરહાજરીમાં તે દુટ મ્હારા દરવાજાની ઇટો પાડી ખોખરાં કરી ગયો તે તેનાં વધેલા હાડકાં ખોખરાં કરવાનેજ માટે હો! હું તેને લડતાં શીખવીશ! ક્ષત્રીવટ બતાવીશ!! અને એ ફસાઇ પડેલો અબળાને જણાવીશ કે એ ખરો ક્ષત્રી નહીં પણ હંસના પીછાં ઘાલનાર કાગડો છે. સીંહ નહીં પણ સીંહનું ચામડું ઓઢનાર ગધેડો છે!! તેને પોતાના લશ્કરને કે સેનાનો તદન વિચારજ ન આવ્યો! પણ ક્યાંથી આવે? તે તો અબળાના મોહપાસની અંદર ફસાઇ પડયો છે એજ પદમણી માટે એરણમાં પડશે કહેવત છે કે "વિનાશકાળે વિપરીત બુદ્ધી" હવે હાલમાં એ બાબત લંબાણુ કરવાનું નથી કહેવા કરતાં કરી બતાવવું

કઠીણ છે માટે મ્હારા શાણા પ્રધાન ! તમે તમામ બાબતનો યોગ્ય બંદોબસ્ત કરો અને મહારા શુરવીર સેનાપતિઓ ! મ્હારા બહાદુર ક્ષત્રી લડવૈયાઓ સર્વ તેયાર થાઓ કાલે ;આપણે અહીયાંથી કુચ કરવાની છે.

---

## પ્રવેશ ૧૭ મો.

### સ્થળ—પાટણથી સોરઠ જવાનો રસ્તો.

પાત્ર—સિધરાજ, સેનાપતી, સીપાઇઓ.

સિધરાજ—મ્હારા બહાદુર સેનાપતિઓ ! અને ક્ષત્રિ લડવૈયાઓ તમારા સર્વના જાણ્યામાંજ છે કે, લડવું એ છોકરાંની રમત નથી, નથી ખેલવું સેતરંજ, કે નહિ ચોપાટ, નહીં ગંજીફો કે નહીં ;બાજી નથી વાત કરવી કે નથી બેઠું રહેવું. તરવારોના સખત ઝટકા બંદુકોના સખત ઘા. ભાલા અને તીરના સખત મારની આ શુરવીર રમત છે, તેમાં દરેકનું માથુ ધડથી જુદુ થશે, કદી લાંબા દિવસ ભુખે કરડવા પડશે, ટાઢે અને વખતે તડકો વેઠવો પડશે. માટે જેઓને હીમત હોય તેજ મ્હારી સાથે આવવા હીમત કરજો. મહારો ખાસ નિશ્ચય છે કે દરેક લડવૈયા પડશે તેની સાથે હું પણ રણમાં પડીશ તોજ તે કામળાંગીને છોડીશ; માટે હજી ફરી ફરીને કહું છઉં કે જેને પાછું જવું હોય તેને ખુશીથી જવું.

સિધરાજ—બોલે છે.

અરે દુષ્ટ ચંડાલ સુભટ સહુ દીલમાં લાજી મરોરે (બે વાર )અરે દુષ્ટ
ધણી તણું નીજ નીમક ખાઇ પછી શું વિચાર કરો રે. અરે.
અરે લુચ્ચા ડાંડ લફંગા કાદઉ અખંડા નહીં થાય છુટકો રે અરે.
દાઢી કાતરી મુંછ મુંડાવી વેંઢળ નામ ધરો રે અરે.
નહીં નહીં જગ ઇશ્વર સાંખે, નરકેથી નહીં નીકળો. રે અરે
આ વખત જે પાછે, હટશે તેને કાંઇજ છરો રે. અરે.
ભય મોકી ઝટ પ્રાણ નિહાળુ હાદું પ્રાણ પધારોરે. અરે.

સર્વ લશ્કર—માહારાજા ! અમે સર્વ ક્ષત્રી છીએ અરે જો લડવાથી ડરી પાછા જઇએ તો અમારી જનુની લાજે વળી આજ દિવસ સુધી અમે આપનુંજ નિમક ખાધું છે તે જો બર ન લાવીએ તો નિમક હરામ કહેવાઇ આ સરીર છે તે અમોએ આપને જ

અર્પણ કરેલાં છે. માટે માહારાજા, અમે ફરી પણ પાછા ફરવાના નથી ગમે તેમ થશે તો પણ અમે આપની સાથેજ છઇએ ક્ષત્રી-પુત્રોને રણભુમીપર પડવું એજ ઉચિત છે માટે કૃપાનિધી આવો અનુકુળ વખત મુકી ઘરને ખુણે મરવા કદી પણ ચાહતા નથી જેમ બને તેમ જલદી ચાલો અમે સર્વ હાજર થઇએ.

સિદ્ધરાજ—શાબાશ ક્ષત્રિ, પુત્રો, એજ યોગ્ય છે; ચાલો ત્યારે આપણે ચાલવા માંડીયે.

**સર્વ લ**

ધરીને હામ કરવા કામ રાખીયે ક્ષત્રિનું નામ,
લડાઇ મચાવી આઠે જામ, દઈ દંડ ભેદ સામ.
શુરવીર મારા શાણા આજ, રાહખેંગારનું પડયું છે કાજ.
લડો લડાઇ ખુશી સાથ, બતાવો શતરૂને હાથ.

**સેનાપતિ—**

માહારાજા રાજ સિદ્ધરાજ, સેનાપતિ હું આપનો આજ;
ખડગ ચલાવી સૌની શ્રેષ્ઠ, મારી લાત ફોડું પેટ.

સિપાઇ—મઝા વરષી સત્વર દેઉ, લશ્કર જાકે ઉઠે ઠેઉ;
બાઇ કોલામી જલદી ઘેઉ, બાર તોડ ફોડ કરન.

(સર્વ ચાલવા માંડે છે.)



## પ્રવેશ ૧૮ મો.

### સ્થળ—રાહખેંગારની કચેરી.

### પાત્ર.

રાહખેંગાર—પ્રધાન, સેનાપતિ અને પાછળથી સિદ્ધરાજનો દુત.

રાહખેંગાર—પ્રધાનજી, આપણે સિદ્ધરાજથી જાગૃત રહેવાની જરૂર છે. કારણ જ્યારે તેને આ વાતની ખબર પડશે ત્યારે એકદમ મોહોટું લશ્કર લઇ આવશે કારણ હું તેના સ્વભાવને સારી રીતે જાણું છું કે તે ઘણો શુરવીર માણસ છે, માટે આપણે આપણી તમામ તૈયારીમાં રહેવું ડાહાપણ ભરેલું છે.

દુત—(સિદ્ધરાજનો કાગળ રાહખેંગારને આપેછે.) માહારાજા-ધિરાજ રાહખેંગાર ! યહ કાગજ ગુજરાતકા મહિપતિ સિધરાજ જયસિંહ બહાદુરને ભેજા હય.

રાહખેં—(કાગળ વાંચતાં ઘણાજ ગુસ્સામાં આવી જાયછે.)

પ્રધાનજી! જે પ્રસંગ હાલ ચાલતો હતો તેજ પ્રસંગ વિશે આ સંદેશો છે આ સપેલી એવું જણાવે છે કે, ઘણુજ મોહોટું લશ્કર લઇ સિદ્ધરાજ આ તરફ આવવા ચાર દિવસ થયાં નીકળી ચુકો છે. પરંતુ કાંઇ ફીકર નહી તેના મનમાં યશોવર્મા ઉપર મેળવેલી જીતથી મદ ચડયો હશે પરંતુ આ કીલ્લો જીતવો ઘણોજ કઠણ પડશે. હા, મારા ગીરનારના સખ્ત પથરા જેવા મારા સખ્ત શુરવીરોને હાથે તે દરેકના માથાં માતા અંબીકાજીને ચડાવીશ, અરે ગમે તેમ થાય તો પણ મરવું યા મારવું એ શીવાય બીજો કાંઇ રસ્તોજ નથી એના દીલમાં તેણે એમ ખ્યાલ કર્યો હશે કે મારા સૈન્યના દેખવાથી તો નાશી જાય, પણ ધિક્કાર છે, તેની બુદ્ધિને જે ખરો ક્ષત્રિ પુત્ર છે, તે જીવ જાતાં સુધી પણ ટેક મુકનાર નથી, પણ પ્રધાનજી, આપણે એટલું તો વિચારવાનું છે કે, તેની સામે કીલ્લો છોડી લડવા જવામાં માલ નથી, એમ સાહસ કરી એક થોડા વખતમાં વગર પરીશ્રમે તેને લાભ નજ આપવો, એ પણ યાદ કરે કે હું લડવા ગયો હતો. માટે આપણા ઉપર કોટનો કીલ્લો જલદીથી સમરાવો કે ત્યાં જઈ રહેવું ત્યાંથી ગીરનારની ગુપ્ત ગુફાઓ મારફતે જે જોશે તે મળી શકશે, મારા શુરવીર ક્ષત્રી પુત્રો મને તમારી પુરણ ખાત્રી છે કે તમે તમારી નાત જાતનો અને જનુથા દીપાવસોજ.

દેશ—નીરબળ શતરૂ સબળ રાજપર ઓજ ચડીને આવે છે,
સિંહ સમાન શુરા રાજાને એક શીયાળીઉ ગભરાવે છે.
કેમ બોલો છો રાજાજી આવી કાયરની વાણી,
આપ મતી કદાપી આવી નહોતી જાણી;
મને લાગે છે કે હાય હવે થાવા બેઠી હાની. નીરબળ.

ચોપદાર—કચેરી બરખાસ્ત મેહેરબાન સલામ.

---

## પ્રવેશ ૧૯ મો.

### સ્થળ—એક મેદાન.

(બન્ને તરફનાં લશ્કર ઘણાજ જોસથી લડે છે.)

સિપા—લડો મારા બહાદુર લડવૈયાઓ, લડો, લડો તમારા નામ માટે, લડો તમારી કીરતી માટે, લડો તમારા દેશને માટે જેવી બહાદુરી તમોએ વખતો વખત બતાવી દુશ્મનોને જેર કર્યા છે તે તમારૂં શુરવીર યાદ કરો, અને લડો, રાહખેંગાર તું યાદ રાખ કે આ મારી સમશેર તારા લોહીમાં રંગી તે પાછી સાબર-

મતીમાં પોધશ ત્યારેજ મ્યાન કરીશ, તું ખાત્રીથી સમજ કે જે કે કરોડો વર્ષ થઇ જાય તોપણુ એ રાણકદેવી મારી પ્યારી વસ્તુને લઇ અને તારા દરેક લડવૈયાઓના શીષ ઉતારીશ, તારા રાજને અને તાજને ધુળમાં મીલાવીશ માટે આ વાતનો ખ્યાલ કર અને ખાલી વિચારમાં રાજ અને રૈયતને હેરાન નહી કર, જેમ બને તેમ જલદી શરણે આવી સુંદરીને સોંપી જાય, કે તેથી તુને અભય દાન આપી નીર્ભય કરૂં, અને એમને એમ પાછો ચાલ્યો જાઉં માટે માન,

રાહ—કહેવું, સહેલું છે અને કરવું કઠણુ છે. જે મ્હોડે બોલે ને પાળી શકે નહી. હું તારી એવી ધમકીથી કદી ડરનાર નથી, ગમે તે થાય તો પણુ આ શિર માટે તે સુંદરી છે. માટે વૃથા બકવાદ કર્યા કરતાં સમશેર ચલાવવી એજ ઉચિત છે, મારા બહાદુર ક્ષત્રી પુત્રો, આવો વખત ફરી ફરીને આવનાર નથી ઘેર બેઠે ગંગા આવી છે તે સૈન્યરૂપી ગંગાના રક્તરૂપી તમે ઝુપાવો અને તમારૂ નામ અમર કરો. આ નાશવંત જગતમાંથી કીરતી શીવાય બીજું કાંઇ પણુ સાથે આવવાનું નથી, વળી પવિત્ર રણુક્ષેત્રમાં પડવું; ગાંધર્વ કન્યાઓને વરવું અને દેશને માટે જીવ દઇ સ્વર્ગી-ઓને ખુશ કરવા એ શીવાય બીજું કાંઇ પણુ સાર્થક નથી. માટે લડો અને-લડો, જીવ જાતાં સુધી શુરવીર અને ક્ષત્રી જાતને એબ લગાડતા નથી (આવી રીતે બન્ને બાજુ ઉશ્કેરણી થાય છે. અને લશ્કર ઘણા જોરથી લડે છે.

---

## પ્રવેશ ૨૦ મો.

### સ્થળ—ખાનગી બેઠક.

પાત્ર.

(રાહખેંગાર અને દેશળજી.)

રાહ—પ્રિય ભાણેજ દેશળજી, ઇશ્વરના પ્રતાપથી ખુશી થવાનું એટલુંજ છે કે આજે ૧૧ અગીયાર વર્ષ થયાં સિદ્ધરાજે કોઠને ઘેરો ઘાલ્યો છે- છતાં પણુ તક મળી નથી, અને હેરાન હેરાન હેરાન થઇ ગયો છે. આપણા ખસુસ જાસુસથી એવી ખબર મલ્યા છે. “ સિદ્ધરાજનું લશ્કર તમામ બેદીલ થઇ ગયું છે. અને દેશ તરફ પાછું

ફરવા ઉશ્કેરાઇ રહ્યું છે. તેને સિદ્ધરાજે ઘણું સમજાવી ચાલતા ચોમાસાના ચાર મહિના રોકાયા છે. અને દીવાળી બાદ તરત ઉપડી જવા તેણે ચોક્કસ ઠરાવ કર્યો છે." આજ સુધી ઇશ્વરે આપણી લાજ રાખી છે, તેવીજ રીતે આ ચાર માસ રાખે તો આપણા આનંદમાં કાંઇ ન્યુનતા રહે નહી, અને મને ખાત્રી છે કે આપણો અહહાલ સવળોજ છે આજ સુધી પાર પડયું અને તેવીજ રીતે છેવટ સુધી થશે. પરંતુ ભાઇ દેશળ, આજે ગુપ્ત રસ્તેથી જે દારૂ આવેલ છે, તે કયાં છે, લાવ તો ખરો, જરા પીએ, અને જીવને આનંદ પમાડીએ, આપણે ઘણે ભાગે નિર્વિઘ્ન થઇ ગયા છીએ.

દેશ—મામા. આપનું કહેવું તદ્દન ખરું છે. હું કાલે રાત્રીએ કીલ્લા ઉપર ફરવા નીસર્યો હતો અને તે વખતે કીલ્લાની દરેક બાજુએ ઘેરાઇ રહેલા ચક્રની ટુકડીયોના અમલદારો તેમજ સીપાઇઓ તોબાહ પુકારતા હતા તેનું કારણ એવું હતું કે એકતો લાંબો વખત નીકળી ગયા છતાં રતીભાર પણ ફતેહ મેળવી શકયા નહિ બીજું જંગલની ઝેરી હવાને લીધે લશ્કરની તનદુરસ્તી બગડી છે. તીજું ચાલતાં ચોમાસાને લીધે ઝેરી જીવજંતુનો ઘણો ઉપદ્રવ છે. અને ચોથુ તથા મ્હોટું કારણ એજછે કે સિદ્ધરાજ આ નાસીપાસ થયેથી ઘણોજ બહાવરો બની ગયો છે કોઇ દીવસ તે કોઈ સાથે હસીને વાત કરતો નથી અને જેને તેને ધમકાવ્યા કરે છે વગર વાંકે મારે છે અને આખા લશ્કરમાં માતેલા સિંહની પેઠે ફરે છે અને આવી હાલતને લીધે લશ્કર તમામ બેદીલ થઇ ગયું છે અને આ સિપાઇઓની તથા અમલદારોની બીન તકસીર આબરૂ પાડે છે તેનું મગજ તદ્દન ચળી ગયું છે. દીનદશાની તેને ખબર નથી અને આપણા કહેવા મુજબ તેઓ ચોમાસા પછી કુચ કરસે એ પણ ખરી વાત, કારણ આ તમામ હકીકત મેં કીલ્લા ઉપરથી નીચેની ઘેરો ઘાલી પડેલી ટુકડીઓના મુખથી સાંભળી છે, મામા, એક તો આપના પુન્યથી અને બીજું શ્રીગીરનારની કૃપાથી બેશક આપણે ફતેહ પામીશું એમાં શક નહી, કારણ તેનાં તમામ શુભ ચિન્હો હાલથી માલમ પડે છે અને વળી જોશું હાલ તો આજ્ઞા પ્રમાણે મધ હાજર કરૂં (એમ કહી જાય છે અને દારૂ લાવે છે. દેશળજી તેમજ રાહખેંગાર અરસપરસ એક બીજાને ખુબ તાણાખેંચ કરે છે અને દારૂ પીએ છે તથા વાસંગના ગાય છે અને એવી રીતે ઘણોજ દારૂ પીએ છે,

### વારાંગના—રાગ કાફી તાલ દીપચંદી.
### (ખુદાદોસ્ત સુલતાંનકી પ્યારી—એ ઢબ.)

જામે કીરતી જગમાં તમારી, પ્રભુ આપે સુખ ભારી. ટેક,
યાવત ચંદ્ર દીવાકર સુધી, રાજરહે સુખકારી;
પુત્ર પૌત્ર વધુ વંશજ વધજો સાથે હાંહાં સાથે રહો શુધ નારી.
સમદષ્ટી રાખો છો સૌપર, પ્રજા પુત્ર સમ પ્યારી;
દીલ દરીયાવ દયાવંન દંપતી, જોડ હાં હાં જોડે પ્રભુ કર નહી ન્યારા
મનુસ્મૃત્તિથી ન્યાયે ચલાવો, શીક્ષા આપો સારી;
નીચ લબાડ જે લાંચીયા પાપી તેની હાંહાં કરોછો ખુવારી.
સુખી સુખી રહે પ્રજા તમારી રહે સદા નીરવીકારી
પ્રેમ પ્રજાનો આપની ઉપર મુખથી, હાંહાં મુખથી નશકીએ ઉચ્ચારી
દુશ્મન દળ જે આવી ચડયુ છે નાથ નાખે તે વિદારી;
ઇશ કૃપાથી ફતે તમારી, અરી હાંહાં અરી જાય હારી.

રાહખેંગાર—શાબાસ, ભાઇ દેશળજી, આ વારાંગનાઓને યોગ્ય શીરપાવ અપાવો (દેશળજી તેને શીરપાવ આપે છે) ભાઇ દેશળ આ દારૂ ઘણોજ લેહજતદાર છે. જેથી હું ધારૂં છું કે તું થોડો અંત પુરમાં આપી આવ કારણ કે આપણા સુખદુઃખમાં વિભાગી છે જ્યારે આપણે આવી રીતે આપણા ઉપર ટંગાઇ રહેલા દુઃખના વાદળાનું દુઃખ દુર કરીયે ત્યારે તેને પણ બેશક નિચિંત થવું જોઇએ કારણ આ બધાનું મુળ તેજ છે, અને તેને માટે પારાવાર બળાપો વખ્તો મારી સમક્ષ અને મારી ગેરહાજરીમાં કરે છે એવી મારી પુર્ણ ખાત્રી થઇ છે માટે જા.

દેશળજી—મામા ? આપની આજ્ઞા હું શિરોચરમ કરૂં છઉં પણ મારી એક વિનંતી છે અને તે એટલીજ કે, નિસાનો જોશ મારામાં પુર છે મને આ વખતે પુરી શુધિ નથી અને વખત જતે તેટલી પણુ નહી રહે એમ હું ધારૂં છઉ મારા મગજમાં ચકકર આવે છે અને મારો જીવ ઉંડો ઉતરે છે, આવા બારીક સમે ત્યાં જવું એ હુ સલાભરેલુ માનતો નથી, મ—મ માટે આપ કૃપા ક-ક-કરી બીજાને આજ્ઞા આપો અને મમ મને માફ કરો અને પુરી દીદી દીલગીરી થાય છે કે મેં આ દેહ ધરી કદી પણ આપની આજ્ઞા ઉલ્લંઘ, ઘ-ઘ ઘન કરી નથી પણુ લાચાર છું.

રાહ—પ્રિય ભાણેજ, દેશળજી કાંઇજ ફીકર નહીં ઘણે દુર

જવું નથી આ નજીકનું મણીમય શયનગૃહ છે ત્યાં જઇ આપી આવો અને પછી તુરત પાછા આવજો એટલા વખતમાં કાંઇ હરકત નહીં આવે તમારા સીવાય બીજું કોણ ત્યાં જઇ શકે તેમ છે?

દેશળજી—જજજ જેવી આપની અ-અ—અ—અ—આજ્ઞા.

(એમ કહી નીશાના પુર જોસમાં લથડીયાં ખાતો જાય છે.)

—:૦:—

## પ્રવેશ ૨૧ મો.

### સ્થળ મણીમય શયનગૃહ.

પાત્ર—રાણકદેવી, દેશળજી, અને પછીથી રાહખેંગાર.

રાણીક—(દેશળ તરફ જોઇને) ભાઇ દેશળ આજે આમ ડોલતો ડોલતો કેમ આવે છે તેને પુછું તો ખરી, દેશળજી ભાઇ આજે આપના દુશ્મનની તબીયત કેવી છે?

દેશળજી—મ મ માની આજે આજે (ખુબ હસે છે) ગુપ્ત રસ્તેથી ઘણોજ ઉમદા દારૂ આવ્યો છે. તે મેં અને મારા મામાએ ખુબ પી પી પીધો (ખુબ હસે છે અને તમારે મ મ મ માટે મોકલ્યો છે તે તમે પીઓ આ આ આ લ્યો. (આપે છે)

રાણક—ભાણેજ આ મદ ખાસ મારે માટેજ મોકલ્યો છે!

દેશળજી—હ હ હ હા! હા! હા! (ખુબ હસે છે.)

રાણક—(સ્વગત) આહા પરમેશ્વર! આજ દિવસ સુધી મેં કોઇ કોઇવાર મધપાન કર્યું છે, પરંતુ તે મને માફક નથી, તોપણ પ્રિય પતિની આજ્ઞા પાળવા માટે તેમ કરવું પડે છે,

(મદના પ્યાલા તરફ નજર કરીને)

વસંતતિલકાવૃત.

રાગ—પીલુ, તાલ—દીપચંદી.

શું રમ્ય આ મધુ અતીજ ગુલાબી થાય.
આનંદ દીલ થઇને દુઃખ સર્વ ભાગે:
અંતે કરે મનુષ્યને નિસ્તેજ એતો,
જાણો જરૂર મનમાંજ ખરાબ તે તો.

શારદુલ વિક્રિડિત વરત.

માઠામાં નહી માલ હાલ જરીતો, બેહાલ અંતે કરે.
કરવો જે અતીમધ મજ મનથી, પાવો નહી તે ગમે.
મમ પ્યારે મમ નાથના હુકમને, આધીન હું થઉં છો;
આ ટાણે મધપાન મુજ શુનમાં હેરાની પામુજ છો;
હે જગત કરતા! ગમે તેમ હોય તો પણ પતીની આજ્ઞા પાળ.

વી એજ સતીનો ધર્મ છે એમ કહી મદ્યપાન કરે છે, થોડી વાર પછી ઘણીજ બેસુદ્ધ થઈ ગય છે,

થર થર થર કંપે છે દેહ મુજ આ સમે;
નયન ઉંડાં જાએ દીલ અધીકું ભમે.
નિશામાં ચકચુર થઇ છું હું હરી;
રાખો મારી લાજ કહું છું ક–ર–ગ–રી–ય–ય––ઇ–ય.

આવી રીતે બોલતાં તુરત બેશુદ્ધ થઇ જાય છે અને પાસેના પલંગ ઉપર લડથડી પડે છે. )

**દેશળજી**—( નીશામાં પુર બેશુદ્ધ થઇ ) હ હ હા હા હા હા હા ( ખુબ હસે છે અને થોડીવાર પછી તે પણ બેશુદ્ધ:થઇ જે પલંગ ઉપર રાણકદેવી પડી છે, તેના ઉપર તે પણ પડે છે. )

**રાહખેં**—પ્રવેશ કરી ઉપર પ્રમાણેનો દેખાવ જોઈ ઘણોજ ક્રોધાતુર થાય છે, અરે આ શો ગજબ ! આ શું મારી નજરે જોઉં છું ! સ્વપ્ન તો નહી ( પોતાની આંગળી કરડી જુવે છે. ) નહી નહી ખરેખર હું જાગૃત છું અને જેજોઉ છું તે ખરૂંજ છે ત્યારે શું આ બંન્ને દોષિત છે ના એમ કેમ મનાય ! મારી પ્રાણપ્રિયા શુદ્ધ સ્નેહી શું તેનામાં આવી ભુલ પડે ! કદી નહી મારા લાંબા અનુભવ ઉંપરથી હું સિદ્ધ કરૂં છું કે આ અબળા ખરેજ પવિત્ર છે ( પરંતુ ઘણા ગુસ્સામાં ) નીમકહરામ ! જેને મેં પાળીપોષી મ્હોટો કર્યો અને આવી પાયરીએ ચડાવ્યો તેજ દુષ્ટ થયો તેનીજ નીતિ બગડી બીચારી પવિત્ર અબળાને અતિ મદ્યપાન કરાવી બેશુદ્ધ કરી, પણ હવે વિચાર શું કરવો ! આવા નીચ પાપીને દુનિયામાંથા ઓછો કરવો એજ ઉચિત છે. ( એમ કહી એકદમ પોતે તલવાર ખેંચે છે અને દેશળજી ઉપર જોરથી ઝટકો મારે છે પરંતુ તે પલંગના પાયામાં વાગતાં સદરહુ પાયો જુદો પડી જાય છે અને પલંગ વાંકો વળી જાય છે તેથી બંન્ને જાગી જઇ શુદ્ધીમાં આવે છે.

દેશળજી પોતાના મામાને આવી રીતે ક્રોધાતુર જોઇ તેની પાસે હાથ જોડી નીચો નમી ઉભો રહે છે તેને રાહખેંગાર ઘણા જોસથી ધમકાવે છે.

નીચ ઘાતકી, ચંડાળ, પાપી, દુષ્ટ, નિમકહરામ તારૂં કાળું મુખ મને વધારે વખત નહીં બતાવ. મેં તને આજ દીવસ સુધી કેટલાક પ્રેમથી માનપુર્વક રાખ્યો, તેનો પણ તે જરા વિચાર ન કર્યો.

કેશાળજી—( સજળ નેત્રે ) મામા, હું ખરેખર નિરદોષ છું પુરેપુરો તપાસ કર્યા શિવાય વાચનરૂપી શસ્ત્રધારથી મને અન્યાય આપવો એ આપ સરખા કદરદાન મુરબ્બીને ઘટિત નથી કૃપા કરી શાન્ત થઇ મારી અર્જ સાંભળો.

### તાલ કવાલી.

( અઘબીજ મોહોબત તોડી મેં દાદી દીવાનાને એ ઢબ. )

કરગરી કહું છુ, તમે વચન માનો છો નિરધાર. ટેક.
છું જાતવંત (૨) એમાં નહી સંદેહ;
મુજ મનમાં નિશ્ચે જાણું, મુજ માત ખરી છે એહ, ૧
કરી અરજ ( ૨ ) નહિ જોવાયે તે ટાણે;
હતો આગ્રહ આપનો પુરો, બનીયું છે આજ પ્રમાણે. ૨
હતો નીશામાં (૨) ચકચુર બન્યો તે વખ્ત.
નહીં શુદ્ધ રહી શરીરની શુ પડગો ઉપર આ વખ્ત. ૩

વડીલ શ્રી જે વખ્તે આપે મધપાન કર્યું અને આપે મને આંહી આપવા આજ્ઞા આપી તે વખતની મારી બોલી તથા શરીરની શુદ્ધ વગેરે આપે જો બારીક નજરથી તપાસ્યું હશે તો, આપની ખાત્રી થવી જોઇએજ કે મને તે વખતે કાંઇ પણ ખબર નહી હતી, મેં પણ આપની પાસે વિનંતી કરી હતી કે મને ત્યાં જવાને માટે માફ કરો તો પણ આપે આગ્રહ કરી મોકલ્યો. આંહી આવીને મેં ફક્ત મારી માતુશ્રી તુલ્ય મામીના હાથમાં પ્યાલો આપ્યો તે પછી શું થયું તેની પણ મને ખબર નથી મને એ પલંગમાં કોણે સુવાર્યો તે પણ હું જાણુતો નથી માટે કૃપા કરી મારા ઉપર આવું કલંક નહીં ચડાવો, અને મને ક્ષમા કરો.

રાહ—ચુપ રહે દુષ્ટ, મને શું સમજાવવા જાય છે, મેં જે નજરો નજર જોયું તે હું કેમ ખોટું માનું !

### રાગ ક્ષત્રી કલંકનો.

આ દુષ્ટ કેરૂં કામ, કેવું મેં નજરે દીઠું રે,
કેવું કરવા બીડી હામ, બોલે શું મુખથી મીઠુ રે.
રાખીયો પુત્ર સમાન મેં આજ, કેવું મેં નજરે દીઠું રે
કેવું કીધુ નિર્લજ કાજ, બોલે શું મુખથી મીઠું રે.
અન્ન ખાઇને થયો છે હરામ કેવું મેં નજરે દીઠુરે,
ધીક; લુચા મુકી તેં માઝ, બોલે શું મુખથી મીઠુરે

તુજ માતુ સમાંન આ નાર, કેવું મેં નજરે દીઠું રે;
ફટ પાપી નિર્લજ જાત, બોલે શું મુખથી મીઠું રે.
કર્યું પાપ અમાપ તેં આજ, કેવું મેં નજરે દીઠું રે;
વળી જુઠું વદે તે કાજ, બોલે શું મુખથી મીઠું રે.
શું ઉભો બેવકુફ મુરખ, કેવું મેં નજરે દીઠું રે:
જા જા ગદ્ધ તું ધુર્ત બોલે, શું મુખથી મીઠું રે.

જા જા અહીંયાંથી તું તારૂં કાળું મોં મને હવેથી કદી બતાવીશ નહીં ( એમ કહી લાત મારી કહાડી મુકે છે. )

રાણી—(એક તરફ ઉભી રહી ધ્રુમતી તે ઘણેજ ધીમે સ્વરે કહે છે ) પ્રીય પતિ પ્રાણનાથ ! શિરછત્ર ! અમે બન્ને અરેજ નીર્દોષ છઇએ. ( હાથ જોડીને. )

રાગ-સોળવી તાલ ગઝલ.

( ચંદ્રમુખીને એકલી છોડીને આવ્યો અહીં ;
ક્ષમા કરોને ભુપ હો દારૂમાં બે હાલ થઇ,
રહી ન શુદ્ધ દેહની બેભાન થઇ પડી અહ.
કરીને મદ્યપાન હું સુતી હતી તે ઘડી,
તુરતમાં ઢળી પડી પલંગમાં તે ઘડી.
દેશળ બીચારો ઉભો તો, નીશામાં ચકચુર થઈ,
બેશુદ્ધ થઇ તે પડયો પુરજોસ ઉરથી.
નથી. ક્રિયા પ્રિયાની કંઇ તે જાણજો રાજન સહી,
તમ પ્રિતનીજ રીતમાં ભયભીત આજે હું થઇ.

પ્રાણનાથ ! એમાં એનો કાંઇ પણ વાંક નથી, મદ્ય ઘણો જલદ હોવાથી મને ઘણો નીસો ચડયો તેથી બેભાન થઇ ગઇ તેને પણ તેવી રીતે થયું છે, માટે કૃપા કરી અમને બન્નેને ક્ષમા કરો. ( નમે છે. )

રાહ—( હસતે ચહેરે ) એમાં તમારો કાંઇજ વાંક નથી.

( તેરા ફરમાન એ શાહ મેં બજાકે આતી હું એ ઢબ. )
નથી વાંક તુંજ પ્રિયા શાને દીલગીરી કરે,
વાંક આવ્યો છે દેશળ કેરો નજરે.
આવો પ્રાણ પ્રિયા તમે બેસો પાસ મારી સહી,
રાખો દીલગીરી તો મારાજ સોગન છે અહીં,

પ્રાણપ્રિયા ! તમે શા માટે શોકાતુર થાઓ છો ? એમાં તમારો બીલકુલ દોષ નથી એ દુષ્ટ દેશળે તમને વધારે મદ્ય પાઇ જાણી બુજીનેજ બેશુદ્ધ કરેલ છે.

રાણી—સ્વામીનાથ ! આપના પ્રેમને આધીન છઉં, મારા ઉપર આપનો દ્રઢ સ્નેહ એટલો બધો છે કે તે કહેવા હું શક્તિવાન નથી. પરંતુ પ્રિય પતી ! હું અનુમાન કરૂં છું કે દેશળજી પણ નિર્દોષ છે. પ્રાણાધારા ! તે ગમે તેમ હોય પણ મારૂં ચિત્ત હાલ ઘણુંજ વિહ્વળ રહે છે. દીનદયાળ આપણા ઉપર કેમ દયા નથી કરતા અને આપણા ઉપર ટંગાઇ રહેલું દુઃખનું વાદળું કેમ નથી વિખેરી નાંખતો? મ્હારા રમણીય કાન્ત ! આવા બારીક વખતે એક નિમિષ માત્ર પણ આપથી દુર રહેવા મ્હારૂં અંતઃકરણ ચોખ્ખી ના પાડે છે અને મન ઘણું ખેદ પામે છે.

રાગ સારંગ તાલ ગજલ.

(અતઝદા કયા ખ્વાબ દીખાય મેરે અલ્લા, એ ઢબ)

આપથી જુદું હવે મુજથી ના રહેવાય.
આપની જુદાઇથી સુખ સર્વ જાય. ટેક.
વિયોગ આપનો પિયુ જે ઘડીથી થાય. ૧
વારી વિનાની વેલ જેમ, તેમ મુંજ દીલ સુકાય,
જોવું યે લડયા કદી કરોને ઉપાય, ૨
પ્રાણથી જુદી હવે પ્યારી નહી થાય,
પ્રિતમ પ્રેમ આપતો દીલ ન સમાય. ૩
તેનીજ ખાતર પ્યારા હું નૈ જાવા દઉં ક્યાંય,
અર્જ દીન દાસી કેરી લેજો લક્ષ માંય. ૪
દુઃખી કરો નહીં મુંજને, કહું પડી તમ પાય,
દુઃખ જુદાઇનું કદી મુજથી ન સહેવાય.
પડશો વિખુટા જો તમે પાડીશ મ્હારી કાય. ૫
વિખુટા પડો નહી ચીત એમ ચહાય.
મારા સમ સાચુ કહો, દીલ બહુ ગભરાય. ૬

પ્રાણનાથ—લડવા જશો તો ત્યાં, કચેરીમાં જશો તો ત્યા મતલબ જ્યાં જ્યાં આપ પધારશો ત્યા ત્યાં હું આપનીજ સાથે યોગ્ય પોશાક પહેરી રહીશ પણ આપથી કદી જુદી નહી પડુ માટે વ્હાલા નાથ ગમે તેમ કરી એ દુષ્ટને સમજાવો અને આ આફત દુર કરો.

રાહખેંગાર—પ્રીયા! ધીરી થા, શામાટે અધીરી બને છે સાંભળ.

રાગ બીલાવર તાલ દાદરો.

( ચેનના પડે દર્શ પીયુ વીનારે, ઢબ. )

શાન્ત શાન્ત તું શાન્ત શાણી રે, શાને શોક, કરે અથોક;

છે તે ફોક, મનને રોક, ડાહી છે તું રાણીરે શાન્ત.
નમન કરીએ અરીને સતીરે, લાજ જાય, ક્ષત્રી માંય;
દુખી થાય, દીલ ત્યાંય લાજે મા નકીરે. નમન.
હીંમત હારવી નહી ઘટે જરીરે, બનવું વીર, ધરીને ધીર,
મારીને તીર, મારવા મીર, જાય નાસી અરીરે. હીંમત.
પ્રેમ તાહરો પુર્ણ છે પ્રિયારે, તુજ જુદાઇ ના સહેવાય;
દીલ દુખાય, સુખ હરાય, કરીશ કાંઇ ક્રિયારે. પ્રેમ.
નહી તજુ તુને પ્રાણુ માહારીરે, તુજ તન, તુજ ધન;
તુજ મન, તુંજ રતન, આ દેહ તાહારીરે. નહી.

પ્રિયા ! દુશ્મનો સાથે નમી સલાહ કરવી જોઇએ તેમાં ક્ષત્રી જાતને મ્હોટી ખોડ છે. જો એમ કરીએ તો જનુની લાજે, સ્વચ્છ પ્યારની ખાતર ક્ષત્રીવટ તજવી એ અનુચિતા કહેવાય તું જાણે છે તેવી રીતે ઘણાં વરસ થતાં તેઓ હેરાન થાય છે અને હજી થશેતો પણ તે કદી ફાવવાના નથી એમ તું ખાત્રીથી માન હું તને છોડીને કદી પણ જનાર નથી માટે શોક ન કરવો. તું પણ ક્ષત્રી રાજપુત્રી છે તેથી તારે પણ હીંમત રાખવી જ જોઇએ કાયર થઇ આધીન થવું એ અકૃત્ય શીવાય બીજું કયું વધારે કલકવાળું છે ? નિર્મળ પ્રેમના ઝરણમાંથી અમૃતપાન કરનાર પ્રાણીઓને બીજા કશાની દરકાર રહેતી નથી, પરંતુ તે છેવટે હાનીકારક છે સુવદને ! હું તમને વચન આપુંછું કે જયાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો તમને કદી પણ મારાથી વિખુટાં કરવાનો નથી. માટે નચીંત થાઓ.

રાણક—સુખકર ! સૌભાગ્ય રક્ષક ! આપનાં પ્રિયમય વચનો સાંભળી મ્હારૂં હૃદય શોકહર્ષ નિશ્ચિંત થયું છે. પરંતુ રજની ઘણી વિતી છે માટે આપ આ સુખાસન ઉપર આરામ કરો. હું સેવા કરૂં.

રાહખેં—નહી નહી પુર્ણ ચંદ્રકળા ! તમે પણ સુખે નીંદ્રાવશ થાઓ.

રાણક—વિલાસી કાન્ત ! એવું નહી કરો, હું આપની સેવા કર્યા શીવાય કદી પણ સુવાની નથી.

રાહખેં—પ્રિયા, તમારી મરજી ઉલંઘન કરવા હું જરા પણ રાજી નથી, જો તમે એમજ રાજી છો, તો તેમ કરો.

(રાહખેંગાર પલંગ ઉપર આરામ કરે છે.)

રાણક—(રાહખેંગારના પગ પોતાના ખોળામાં લઇ ચાંપે છે અને ગાય છે.

રાગ સોરઠ તાલ પંજાબી ઠેકો.

સુખ સજજામા આજ, સુખથી પોઢો મારા નાથ. ટેક.
ચર્ણે રહી કરૂં ચરણુની સેવા. કર પંપાળું નાથ. ૧
શ્રમિત થયા હશો સ્વામી મારા, કરી રાજનાં કાજ. ૨
કિંકરી કરથી કાય દુખાવે; સુખ નિંદ્રા લ્યો રાજ. ૩
સીત સુગંધી વાયુ આવે, મિશ્રિત વાસ ગુલાબ. ૪
નિશ્ચત મનને કરજો વાલા, છોડી આળ પંપાળ. ૫
દુઃખ સ્વપ્નાં નહી આપણે આવે, જાળ જગત જંજાળ. ૬
દાસી ઉદાસી તજીને બેઠી ઇચ્છે રહેવા સાથ. ૭

ઉપર પ્રમાણે ગાતાં રાહખેંગાર નિદ્રાવશ થાય છે અને છેલી કડી ગાતાં રાણુકદેવી રાહખેંગારના કટી ભાગ ઉપર સુઈ જાય છે અને પડદાનો ઓટ આવે છે, જાગીને બારીમાંથી જુવે છે તો તંબુ જોઇને બોલી.

## સોરઠો.

મારા ગઢ હેઠ, કોણે તંબુ તાણીયા;
સઘરો મોટો શેઠ, બીજા વરતાનુ વાણીયા.

સ્થળ—મીનળદેવીનું ઘર મેહેલ.)

મીનળ—રાહખેંગારની બહેન, સીધરાજની બાબી.

વીશળ—તેનો પુત્ર.

દેશળ—વીશળજીનો ભાઇ.

વીશળ—માતુશ્રી શહેરના પશ્ચિમ ભાગમાં બનાવેલી મોટી વાવ તમે બરાબર જોઇ.

મીનળ—પુત્ર! વાવ પુરે પુરી મેં જોઇ, અંદરનું પાણી નિર્મળ ને મીઠું છે લોકોને જે ઉપકારનું કામ તેં કર્યું છે તે ઇશ્વર તારા પર હમેશાં રાજી રહેશે અને શહેરના તેમજ બાહારના આવતા મુસાફર લોકો પાણી પી તુને આશીરવાદ દેશે પણ પ્રિયપુત્ર! તારા કાકાના લસ્કરનું શું થયું! તેઓ ગીરનારની પવિત્ર જગા છોડી ગયા કે નહિ?

વીશળ—માતુશ્રી ! હજી સુધી તેઓ ગયા નથી તેમ જાએ તેમ લાગતું નથી, ગઇ કાલે એક નહીં સરખું યુંદ્ધ થયું કાકાનાં ઘણું માણુસો મરાયાં તો પણુ તે પોતાની હઠ મુકતો નથી. અને મને લાગે છે કે કાલની ખુનરેજીથી તેની આશા નિષ્ફળ થઇ હશેજ અને તેથી તે પોતાનો વિચાર બદલે તો તાજુબી નથી. આ પવિત્રક્ષેત્રના શિરોમણી રાજાને હરાવી કાકો પાટણુ જાય એમ મને લાગતું નથી પછી તો જે ગીરનારી કરે તે સત્ય જો પણુ સામેથી મારો ભાઇ આવે છે મને લાગે છે કે તે કચેરીમાંથીજ આવતો હશે એટલે વધારે વીગતથી જે સમાચાર હશે તે તે કહેશે.

(દેશળજી દાખલ થઇ માતુશ્રીને વંદન કરતાં અશ્રૂપાત કરે છે.)

(સમાલ તેગ અદાકો જશ સુનાતો સહી એ રાગ.)

મીનળ—મુખનિશ્તેજ કરી કેમ પુત્ર આવ્યો અહીં;
કહેને કારણુ મુજને પુત્ર કાંઇ બનીયું તહીં.
કર્યું અપમાન પુત્ર કોઇએ તારૂં આજ કેની,
કરાવું શિરછેદ આજ તેનો મને ભેદ કેની;
લડાઇ થઇને શું દુશ્મનોનો જય થયો;
ભ્રાત મારો શું પ્રભુ્વર તેણે ધામ ગયો.
દીલ મારે ધાય બહુ કુવિચાર મને,
જલદીથી કે'ને કારણુ પુત્ર મારૂં દુખ સહે.

પ્રિય પુત્ર ! તારૂં નિરતેજ મુખ કેમ થયું ? તારૂં હરશીત મુખ જોઇ મારૂં દીલ હમેશાં પ્રફુલિત રહે છે, તું મારી પાશે હમેશાં યુદ્ધની ખબર દઇ મારૂં દીલ રંજન કરતો તે આજ એકાએક આવી મારી સમક્ષ વગર બોલે અશ્રૂપાત કરે છે તેથી મને વધારેને વધારે દુઃખ થાય છે મને ઘણા કુતર્કો થાય છે વાસ્તે જે ખરો બનાવ હોય તે મને યથાસ્થિત કહે.

દેશ—માતુશ્રી !

રાગ ધનાશ્રી તાલ ગજલ.

જીંદગીની આવી વારી,
કથા હું કહું શું મારી, માતા હવે છું લાચારી;
મધ આજે આવ્યો સારો પીધો બહુ અમે હોંશ ધરી,
આવ્યો તો ગુમ બારી.
માને મુજ હુકમ કીધો દારૂ પાવા મામી મારી;

જીંદગીની આવી વારી.
મામીને મેં દારૂ આપ્યો, પીધો તેણે હોંશ ધરી,
પછી બેભાને પડી.
દારૂએ બેભાન પડયો હું સુતી છે જ્યાં મામી મારી,
જીંદગીની આવી વારી.
નીશામાં હું જાણું નહીં, ચડયું મને ઘેન ભારી,
મામાની આવી સ્વારી.
મારી માર કહી કુવચનો કાઢયો, માડી મુજને બારી,
જીંદગીની આવી વારી.
જાવ શહેર બાહાર મુજને, હુકમ કીધો પાપી ધારી,
નથી ચુકતો માત મારી.
સુઝે નહીં કંઇ રસ્તો, ગોતવી હવે કઇ બારી,
જીંદગીની આવી વારી.

માતુશ્રી ! હું શું કરૂં ! આજરોજ ગુપ્ત દારૂ આવેલ તે અતિશય જલંદ હોવાથી મેં તથા મારા મામાએ ખુબ પીધો.

અતિશય સરસ દારૂ ધારી મારા મામાએ મને મારી મામીને પાવા જવા આજ્ઞા કરી મેં બહુએ ના કહી પરંતુ તેના દીલમાં ન આવતાં મને જોરાવરીએ મોકલ્યો મામીએ દારૂ પીધો અને તેના અગણીત નીશાથી બેભાની અવસ્થામાં પલંગ ઉપર પડયાં. માતુશ્રી હું સત્ય પ્રતિજ્ઞાથી કહું છું કે, આ વખતે મારૂ મગજ બીલકુલ ઠેકાણે ન હોવાથી અને એકાએક મગજમાં ચક્કર આવવાથી હું મારી મામીપર પડયો ફરીથી ઉઠવાની મારામાં સત્તા ન રહી તેટલામાં એકાએક મામાની સ્વારી ત્યાં આગળ આવી, મને મારી મામી સાથે સુતેલો જોઇ એક લાત જોરથી મારી સાવધ કર્યો. મેં ઘણી ક્ષમા માગી પરંતુ તે લક્ષમાં ન લેતાં મને એકદમ શેહેર છોડવા આજ્ઞા કરી છે.

**મીનળ**—પ્રીય પુત્ર, તારા મામાની મરજી અત્યારે એમ થઇ વાસ્તે જ્યારે આવો ખરાબ વિચાર તેના દીલમાં ઠરયો ત્યારે તારે લાજીમ છે કે થોડા દહાડા બાહાર ગામ જઇ આવવું.

**વીશળ**—(એકએક) વાતમાં.

**રાગ પીલુ તાલ કેરબો.**

શું બોલે મામો વેણ, પેરી શું ! અમે ચોળીરે
કેમ સાંખીએ વીપરીત કેણ, પેરી શું અમે ચોળીરે;

જ્યારે કહી વીચાર્યા પણ વાત ઘેરી શું ? અમે ચોળીરે;
ત્યારે કરવી તેની ઘાત, પેરી સું ! અમે ચોળીરે;
લડવું સામા થઇ એકવાર, પેરી શું ! અમે ચોળીરે;
જુવે મામો મારી તલવાર, પેરી શું ! અમે ચોળીરે.
શ્રીકૃશ્નને કંસનું જેમ, પેરી શું ! અમે ચોળીરે,
કરશે ભાણેજ મામાનું તેમ, પેરી શું ! અમે ચોળીરે.

( અતી ગુસ્સાથી ) માતુશ્રી ! તમે એમ કેણુ બોલો છો શું તેના શહેરમાં આપણે રહ્યા એટલે શું આપણને દસાવી મારશે શું ! શોરાષ્ટનો મોટા મુલકનો તે ધણી છે, અને આપણે એથી કાચા છઇએ ? આખો ગુજરાત આપણા ઘેર છે, જ્યાં એ રાજા થઇ પુરો તપાસ કર્યા વગર મારા ભાઇને એવી વીપરીત વેણ બોલવાને શું તે યોગ્ય છે ! ના, ના, કદી નહીં એની મોટી સત્તાથી આપણે ડરી જવું એ કદી બનવાનું નથીજ, જ્યારે તેજ આપણાથી દગો કરશે ત્યારે શું આપણે તેને આપણા હાથ ન દેખાડવા ! પ્રીય ભાઇ દેશળજી તારી દીલગીરી તું દફે કર અને મારી સાથે ચાલ, તું નક્કી માન કે આપણે એ મામાને ભાણેજવઢ દેખાડશું જ. અને તેમ કરવામાં કાંઇ અડચણ નથીજ જુનો તે પણ પ્રસિદ્ધ દાખલો આપણે નવો કરી તેને ઓપ દેવો, તે એકે શ્રીકૃશ્ન ભગવાને પોતાના મામાનો અન્યાય જોયો ત્યારે તેનો ઘાત કરવામાં જરા પણ વાર ન લગાડી માટે આપણે પણ તેજ દાખલો હ્રદયે લેવો જોઇએ. આપણે ક્ષત્રી પુત્ર છીએ, નથી વાણીયા કે બીને બેશી જશું. એમ કેમ થાય ચાલ સત્વરે કર આપણે આપણા કાકા સીદ્ધરાજ બહાદુરને મળીએ અને તેની યોગ્ય ગોઠવણ કરીયે, સીદ્ધરાજ આપણો કાકો છે. ગમે તેમ છે તો પણ એક લોહી છે અને આપણે જ્યારે તેને મળશું ત્યારે બેશક તે તેનું ધારેલું કામ પાર પડશેજ અને તેને હાલ તેને આ પણું કામ છે વાસ્તે માન સહિત જવું એ વધારે સુખદાય છે.

**મીનળ**—પુત્રો તમારૂં કહેવું મને પણ ખરૂં લાગે છે મોંમાં કાળીઓને માથે માર એ ઠીક નહીં. ખચીત તમારો કાકો તમને મદદ દેશેજ વાસ્તે તાકીદે તમે તેને મળો અને ગુપ્ત રીતે શહેરમાં આવો ભાઇના મનમાં ભરમ આવ્યો અને તેની દ્રષ્ટિ ખોટી થઇ પોતાના બાળક સમ જે બાળકને રાખતો તેને માથે તેને જુઠો આ રોપ મુક્યો તે ઉપરથીજ મને માલુમ થાય છે કે, ભાઇની બુદ્ધિ

ભ્રષ્ટ થઇ અને તેને માટે અમીવૃષ્ટી કરનાર દેવી અંબીકા અને ગુરૂ દતાત્રીની ગુર્ણ કૃપા હવે તુટી વાસ્તે પુત્રો તમે જુઓ મારી આગ્ના છે.

## सोरठो.

**राणआना महेपार, जाते दहाडे जाणसो;**
**मारसु राहखेंगार, उतारसुं राणकदेवीने.**

બન્ને પુત્રો—તમારો આશીર્વાદ શીરપરપર ચડાવી અમે જઇએ છીએ.

---

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ—રસ્તો.

પાત્ર—
દેશળજી—તથા વિશળજી દુદો તથા હમીર.

દેશળજી—(જુનાગઢ) કીલ્લા નજીક જતો મન સાથે વિચાર કરતો ચાલ્યો જાય છે.

અહાહા ! ! ! હે ઇશ્વર ! તારી ગહનગતિ છે, આજ દિવસ સુધી તે ઉમંગ મારા મનમાં હતો, તે બધો જાણે કયાંએ જતો રહ્યો! હું જે તદન નીરઅપરાધી છું; તેને માથે આજે કેવડો મ્હોટો ગુન્હો આવી પડયો છે ! મામાએ મારૂ અપમાન કર્યું એટલુંજ નહિ પણ મને શહેર છોડવા સખ્ત આગ્ના કરી છે. અરે જીવ! શું કરૂં ? પીતા તુલ્ય પવિત્ર મામાને છોડી જવા અરે ? એટલું નહી પણ ભાઈની માતુશ્રી સલાહ પ્રમાણે તેને પારપત કરાવવા યોજના કરવી ? ધીક્કાર ! ધીક્કાર ! આ જીંદગીને એ પણ કદી જો આમ ન કરૂં, અને અપમાન સહન કરતો ક્ષત્રીને ખોટ ત્યારે શું આમ વિશ્વાસઘાત કરવામાં નહી ? અરે પ્રભુ ! હું મોટી મુશીબતમાં આવી પડયો શું કરવું તે મને સુઝતું નથી, ચાલ જીવ જે થવાનું હશે તે થશે, પણ હાલ તો ભાઇની સલાહ પ્રમાણેજ કરૂં, અરે જે રાણકદેવી માટે હજારો મુસીબતો સહન કરી જય મેળવ્યો, તેજ આ વખતે દુઃખનું કારણરૂપ થઇ પડી. જેના સામે હું ખરી શુરવીરતાથી લડતો અને જેને મે પાયમાલ કરી નાંખ્યો તેનેજ શરણે જઇ માથું નમાવવું ? હાયનસીબ અરે જ્યારે ટપટથી શહેરમાં સિધરાજને દાખલ કરીશ ત્યારે હાહાકાર વરતશે, સૌરાષ્ઠનો સુર્ય અસ્ત થશે. દેશ પાયમાલ થશે શહેરમાં કર વર્તશે, નિર્દોઠ બાળક રક્ષક વિનાનાં રઝળશે નિરાધાર અબળાઓ

ધણી વગરની રખડશે વૃદ્ધ વિધવાઓ પોષણ કરનાર ભોળી પુત્રો ખોશે જીવથી વહાલી વસ્તુઓની પરદેશીઓ છુટથી ઉપયોગ લેશે, અને આ શુશોભિત સૌરાષ્ટ બાગ વેર રૂપી દાવાનળથી બળી જળી ખાખ થશે આ વમામના કર્તા કોણ? હું; અને મને આવી સ્થિતિમાં લાવનાર કોણ ? દારૂ આ બધો વિચાર કરૂં છઉં. પણ મન સ્થિર રહેતું નથી. અપમાનના અસલ રૂપથી પેદા થએલા બેરા ઝનુની ભુત, પોતાનું કામ પાર પડશે ત્યારેજ શાન્ત થશે (જુઓ) અને તેમ થવું જોઇએ મરવું એક વખતે છેજ દબાએલા રહેવાથી શું ફાયદો ? દાસપણાની માફક અપમાનના બહોળા વહેમમાં જીંદગી ગુજારવી એ શું ઉચિત છે કદીજ નહી ચાલો હવે એ સંકલ્પ વીકલ્પ છાડી દો. દરવાજે આવ્યો માટે સ્વકાર્ય સાધ્ય બન્યું ( દુદા તગા હમીર પાસે જઇને!

કેમદાદુભાઇ! આજતા કાંઇ દુસ્મનોનો ઉપદ્ર જાણુતો નથી ?

**દુદો**—નારે ભાઇ ! એ સું બોલો છો, પેલે દી ઝમમસ્યુંતું તેદી કેડે કોઇએ ચેં કે ચું કર્યું નથી.

**હમીર**—કો વળા કરે કે કેમ ! તે દી કેટલાની લોથ લઇ ગયા સેંપાત્રળીયા માંડવા પાણુા પણ નહી જડે ભાઇ આપણે દેવીનો હાથ સે ને? એમ કોઇના ખાધા બાધા જાયે તેમ નથી હો.

**દુદો**—એતો બધો એનોજ પરતાપ સેને, નીકર વળી આજ અગીઆર વરસ થયાં તો પણ એક કાંકરી પણ ખરી નથી. ને આપણા જુવાનોમાંથી કોઇને પણ છોઇચિટ થયો નથી, દેહળજી- ભાઇ ! એતો માહારાજાને તમે સુરવીરે સો નીકર કોની માએ શેર સુંઠ ખાધી સે જે આ દમ ખમે ?

**દેશળજી**—દુદાભાઇ! તમે બધા સારા માણુસ છો તે એમજ બોલો, અને તમને ઘટે પણ એજ, બાકી કાંઇ હાથે થાય છે ? તમે બધા બહાદુર છો અને રાત દીવસ બહુજ મહેનતથી સાચવી શકો. બીજાનો તો વિશ્વાસજ ન આવે.

**દુદો**—હા બા હા. હાચું કહ્યું. અમે જેનું નિમક ખાઇએ શાઇએ તેનાજ સઇએ તે નિમક હરામી થઇએ તો જીવડા પડે ને ?

**દેશળજી**—બરોબર છે મામા તમારાં બહુ વખાણ કર્યા કરે છે તેમ મને વખ્તોવખ્ત કહે છે કે દુદાભાઇને હમીરભાંઇને અરીણુ વગેરે તમામ બાબતથી ખુશી રાખજે ( પણ જરા હસીને ) તમે જાણોછો ને, કે કામની બહુજ વ્યવસાઈ એટલે ભુલી જવાય આજ

તો આ દરવાજે જરૂરનું કામ છે એટલે અવાણું, નહી તો આખો દિવસ અને રાત હજુરમાં અને કિલ્લેબંધી કરવામાં રોકાવું પડે છે. જરા પણ ફુરસદ મળતી નથી.

દુદો—હાચું બા હાચું! ફુરસદ તે ક્યાંથી મળે! બંધુ કમઠાણ તમારા ઉપર રહ્યુંને.

હમીર—તે વળી રાજા મહારાજ ઘડી પણ ભાઇ વગર રહે નહી હે?

દુદો-દેશરભાઇ! રાણીની તમારા ઉપર બહુ મહેરબાનીસે હો! ને અમારા ઉપર રાની અને તમાહી બેના કીરપાસે, તો મોજુ કરીએ સઇએ. ને તમને દુવા: દઇએ દહનનૌના ભાર નની કે, આંગળી સીધી હકે ભક્ષેને અગીયાર હો વરહ લગણ લડે.

દેશળજી—એતો તમારી ખાત્રી છે પરંતુ મામા માટે મારે તમારે સઉને માટે જે ઉમદું અફીણ મંગાવ્યુ હતું તે આજ માવેથી આવવાતું છે, તેને દુશ્મન લોકો હરકત ન કરે તેમ ગુપ્ત લઇ આવવા મામાનો હુકમ છે. તેથી હું બહાર જાઉં છું તે રાત્રીને વખતે લાવીસું મોડો વેલો આવું તો દ્વાર તરત ઉઘાડજો.

દુદો—એ હું બોલ્યા! કાળી રાતે જે વખતે કહો તે વખતે ઉઘાડસું અમે તો આખી રાત દુધા તકાવીને બેઠા સઇએ. પણ દેહળએ ભાઇ! પાસ બંદાણકી એફણ આવ્યુ હતો પેલી ગુપ્તચારી એથા આવ્યું ને આજુ ખેલ આની મગ કેમ આવ્યું ભલા!

દેશળજી—દુદાભાઇ' પાંચ છ વચત જે અફીણ આવ્યું તે થોડું થોડું આવ્યું, અને તેથી વારંવાર મંગાવવાની તડખડ પડે છે ને વળી દુશ્મનોનો હંગામ છે તે નખતે પડાવે, ને આપણી પાસે સીલીકમાં ન હોય તો હેરાન થવું પડે, આ વખતે મામાએ વિચાર કરીન સામટી પોઠો મંગાવી છે. માટેજ આ દરવાજે આવશે.

દુદો—હા બા હા, એફણ વગર તો એક ઘડી પણ ને સાલે મરી જાએ.

હમીર—દેશળજીભાઇ! ભેગો આવું! બહારની મામલો સે.

દેશ—નાના કાંઇ જરૂર નથી. ગુપ્ત લાવવું છે. તેથી ઘણા જનનું કામ નહી અને બંને ભાઇઓ બસ છઇએ પોઠો બહાર આવી છે તેને રાત્રીને વખતે ફેરવા કોઇ નહી જાણે એમ લઇ આવીશ.

દુદો—એમ ભાઇ ભહુ ખબરદાર સે કેવું પડે સેમ નથી તો પણ ભાઇ સાંભરજો હો!

દેશ—કાંઇ ફીકર નહી, લ્યો ત્યારે હું જાઉં છઉં સઉ હુશિ-ચારીથી રેહેજો.

દુદ્દો—બહુ સારુ બા.

---

# अंक बीजो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—સિધરાજની છાવણી.

પાત્ર—સિદ્ધરાજ, દેશળજી સીપાઇ.

સીપાઇ—ઇસ રાતકી બખત કોન કમબખત શેહેરમેસે એકીલા ઇસ તરફ આતા હે? માલમ નહી હે કે યહ સિદ્ધરાજ બહાદુરકા તંબુ હે જલદીસે જવાબ દેના ચાહીયે નહીંતર ગોલીસે આદર કરનેકી ફરજ હોંગી. કોન હે તુમ? જલદી બોલો.

દેશળજી—ઇતના જાસ્તી બોલનેકા ઓ ખાલી મગજ ફીરનેકા જરૂર નહીં હે; મે ઇદર ઠેરતા હું બેહેતર હે કે અંદર જાકે મહારાજાસેં બોલો કે આપકા ભત્રીજા દેશળજી એકીલાઇ આનેકું મંગતા ઓર બહુત જરૂરી કામ હે.

સિપાઇ—(સીપાઇ બીજા સિપાઇને ભલામણ કરી જાય છે અને સિદ્ધરાજ પાસે આવીને)મહારાજા હુકમ હોય તો અરજ કરૂં.

સિધરાજ—ખુશીસેં.

સિપાઇ—હજુર તંબુકો તીસરે કોઇ દેશળજી કરૂકે આયા હે ઓર બોલતા હે કે મેં મહારાજાકા ભત્રીજા હું ઓર બહુત જરૂરકા કામ હે હુકમ હોવે તો આને દઉં.

સિધરાજ—(વિચાર કરીને) બેહેતર હે કે ઉસકો આને દો. લેકીન સમાલના કે કુછ બી હથીઆર સાથ રખનેકું નહિ પાવે.

સિપાઇ—કુછ ફીકર નહી હજુર! (દેશળજી પાસ આવીને) દેખો દેશળજી! તુમકું અંદર જાનેકા હુકમ તો હો ગયા હે લેકીન તુમારે સબ હથીઆર ઇદર રખનેકા હુજુરકા ખાસ હુકમ હે સો તુમ ઇદર રખદો.

દેશળજી—હથીઆર સબરેસે કુછ હરકત નહીં હે તોબી જેસા હુજુરકા હુકમકા મેંભી સીર સાબેત કરતા હું (હથીયાર છોડીને) લો યે સબ હથીયાર તુમ સમાલનાં. (એમ કહી સિદ્ધરાજ પાસે)

જઇ માથું નીચું નમાવી ઉભો રહે છે.)

સિધરાજ—કેમ દેશળજીભાઇ! આજતો ઘણે વરસે કાકાની સંભાળ લીધી! જુવાન છો ભાઇ? અમારી વૃદ્ધની શેની સંભાળ લ્યો દીલગીર શા માટે થાઓ છો? એતો હોય, એમાં શું! વિયોગ તો વેઠવો પડે; ઘણે દિવસે ભેગા થઇએ તે હરખના આંસુ આવે એમ રીતછે. જરાવાર ઠેરીને દેશળજી નથી બોલતો તેથી) ભાઇ! ખરી હકીકત કહેતાં શા માટે સંકોચાય છે! કોઇ વાતનો મનમાં અંદેશો ન લાવવો જેમ તું કહીશ તેમ કરવા તૈયારછું તું જાણે છે તેમ મારે તો સર્વ તુજ અને જે કરૂ છઉ તે તારેજ માટે કરૂં છું મ્હારી હયાતીમાં અને પછી ગાદીને વારસ તું શીવાય છેજ નહી ત્યારે શરમ શી રાખવી] જે દુઃખ હોય તે તુરત કહી નાંખો કે તેનો સત્વર ઉપાય કરીએ.

દેશળજી—(રડતો રડતો.)

કહું વાત મ્હારી શું આજ કર્મની કહાણી,
થઇ બુદ્ધ બુદ્ધ સરવે લોપ મન મુંઝાણી;
કરી ઘણા વર્ષ મેં સેવ મામાની પ્રીતે,
લડયો આપ સાથ હું ખરે વેરીની રીતે. ૧
એ સર્વ ગયું મુજ ફોક રીસ થઇ ગાઢી,
એહ સહજ બાબતમાં મામે મુકયો છે કાઢી;
નવ પુછયું ગાછયું નવ કર્યો કાંઇ તપાસ,
કર્યો વચન બાણથી ખરે મને નીરાશ. ૨
મન ક્રમ વચનેથી મામી જાણું માત,
તે કારણ મામે મારી જોરથી લાત;
મેં કદી વિનંતી તે નવ લીધી ધ્યાન.
કરગરતાં મારૂં કર્યું તેણે અપમાન. ૩
એ મન દુઃખથી આવ્યો છરૂ હું આંહી,
હવે વૈર લેવાની થઇ છે બહુ અધિરાઇ:
છો આપ મુરબ્બી એમ સર્વ તો ભાખે,
કદી છોરૂ કછોરૂ થાય વડીલ તે સાંખે;
હવે રાખી આપને શરણ દુઃખ તો ટાળે,
"શરણાગત નિર્ભય" ધર્મ આપનો પાળે. ૪

વડીલશ્રી! આજ દિવસ સુધી આપથી અનુચિત રહી મે

મારા મામાની જે સેવા કરી છે તેની આપ તદન વાકેફ છો, તેના બદલામાં મને આપ બુરી દશાએ પહોંચેલો જુઓ છો હકીકત એવો બન્યો કે ગઇ કાલ રાત્રિયે દેશાવરથી ઘણોજ સરસ મદ્ય આવેલ તે અમે સર્વ પુરૂષ વર્ગ ખુશી ગુજારવા પીધો; બાદ મારા મામાએ મને આજ્ઞા કરી કે "આ સુંદર મદ્ય તારી મામીને પાઇ આવ" આ વખતે હું નીશામાં પુરો ઘેરાએલો હતો. તે એટલી હદ સુધી કે મારા દેહનું પણ મને ભાન નમીં; અને તેથી કરી મેં તેમ કરવા ઘણી આનાકાની કરી તોપણ મામાએ લક્ષમાં ન લેતાં મને ત્યાં જવા સખત આજ્ઞા કરી. મારે લાચારીએ તે હુકમને તાબે થવું પડયું. શયન ગૃહમાં જઇ તે મદ્ય મારી મામીને આપ્યો. એ પણ મને સ્વપ્ના સરખું સાંભળે છે ત્યારબાદ અમને બંનેને એક પલંગ ઉપરજ પડેલાં જોઇ, મારા મામાએ તરવારનો સખત ઝટકો કે જે સારા નસીબે પલંગના પાયાને વાગી ગયો બાગી પલંગથી જુદો પડયો, તેથીજ અમે બંને ભયભીત થઇ જાગી ઉઠયાં એજ માલમ પડયું. પલંગમાં અમે બંને કેવી રીતે આવી પડયાં તેની બીલકુલ મને ખબર નથી એમ હું આપને ચર્ણે હાથ મુકી કહું છું. ઉપરના શક પડતા દેખાવ ઉપરથી મારા મામાએ કાંઇ પણ તપાસ ન કરતાં મારૂં બેહદ અપમાન કર્યું તે સાથે મને સખત શીક્ષા કરી. નિર્દોષ છતાં જ્યારે આવી હાલતમાં આવી પડયો ત્યારે મારી માતુશ્રી અને બાઇની સલાહથી તે મદાંધનો મદ ઉતારવા આપનું શરણ લેવું પડયું. અને આશા છે કે આપના કામમાં મદદ કરી તે હું પાર ઉતારીશ અને તેના બદલામાં આપ મ્હારૂં પુત્ર તુલ્ય રક્ષણ કરશો. (નીચું ઘાલી બેસે છે.)

સિદ્ધરાજ—(સ્વગત) હવે શી રીતે કરવું? આવા વિશ્વાસઘાતી મનુષ્યને પાસે રાખી આશ્રય આપવો એ પરિણામે અશુભછે:—

यस्माच्च प्रिय मिच्छेततस्य दयात् सदा प्रियम् ॥
व्यांधो मृगयावधार्थं तु गीत गायति सुस्वम ॥ १ ॥

ત્યારે મ્હારૂ કાર્ય સિદ્ધ કરવાને હાલ તો તેને દિલાસો દેઇ પાસે રાખું આગળ ઉપર જેમ યોગ્ય લાગશે તેમ કરીશ. ( ચાસન બાઇ દેશળજી? તું કાંઇ પણ અંદેશો રાખીશ નહી, મેં તને પ્રથમ કહેલું છે કે આ સરવ તારૂંજ છે એમ તું સમજ, તારે મનમાં જરા પણ સંકોચવું નહી. કારણ આજ સુધી તું બાળક હતો તેથી મોસાળ રહ્યો અને તેથી તુને સ્વભાવિક રીતે મોસાળ ઉપર પ્રિય હોયજ;

એમાં મને કાંઇ પણ માઠું લાગવાનું નથી અને લાગ્યું પણ નથી. મેં પહેલેથીજ વિચાર કરી મુકો હતો કે જ્યારે સૌરાષ્ટ સર કરીશ ત્યારે ત્યાની ગાદી દેશળને સોંપીશ. કારણ મારાથી તો ગુજરાતનું મ્હોટું રાજ્ય રેઢું મુકી આંહી રહેવાય નહિ. ત્યારે આ સૌરાષ્ટ જેવો પહાડી મુલક પણ તું શીવાય કોઇ સાચવવાને લાયક હોય એમ પણ મને લાગ્યું નહી, તેથી મેં એજ વિચાર સિધ કરી રાખ્યો હતો. હવે ઠીક થયું કે તું મળ્યો. સવારે સર્વ લસ્કરને તારે સ્વાધીન કરી હું હવે નીરાંતે આરામ લઇશ. હું જ્યારે ફતેહ કરી સૌરાષ્ટની ગાદી ઉપર બેસી વિજયના ધ્વજા ચડાવીશ તે જોઇ હર્ષિત થઇ તને પોશાક આપી બેફીકર થઈ દેશમાં જઇશ.

દેશળજી—કાકા ? એમ આપ તદન જીવ કાઢી નાંખો ને તમામ લસ્કર મને સોંપી આપો તેમાં આપણે કદી પણ ફતેહ પામીએ નહી, હું આપને કેટલીક યુક્તિઓ બતાવીશ, અને તે પાર પાડવા માટે આપે છેવટ સુધી મદદ કરવી જોઇએ

સિધ—તો તેમ કરવા આપણી ના નથી; પણ ભાઇ દેશળજી તે યુક્તિ શું।

દેશળ—યુક્તિ એટલીજ કે હું દરવાજે વાત કરી આવ્યો છું કે, હું અફીણની પોઠો લેવાને જાઉં તે જે વખતે પોઠો લઇ આવું તે વખત ઉઘાડજો. તેથી આપણે આશરે સો પોઠો તૈયાર કરાવી તેમાં બે આદમીયોને હથિયાર બંધ સીવી લેવાં અને દરવાજા અંદર જઇ તમામ જણાએ નીસરી દરવાણીઓને અને દરવાજા પાસે જે કાંઇ લસ્કર છે તેને કતલ કરી નાખવુ. એટલામાં પાછળથી તમામ લસ્કર આવી પહોચે એવો બંદોબસ્ત કરવો, એટલે તમામ મલી ખેંગારનો મહેલ કબજે કરી લઇશું. અને ખાત્રી છે કે મારો મામો કદી નાશી જાય તેવો નથી તે ચોકમ નીચે આવી લડશે, અને તેમાં મરાશે કારણ કે કીલ્લાની અંદર ઝાઝું લસ્કર નથી, અને એકલો તે આપણા બહોળા સૈન્ય સાથે ક્યાં ટકશે. જો આપણે આ પોઠોની યુક્તિ ન કરીયે અને કદી દરવાણીઓને ખબર પડી જાય ને તેઓ દરવાજા ન ઉઘાડે તો સેંકડો વર્ષ સુધી પણ આપણું કાંઇ ન વળે

સિધ—વા વાહ ! ધન્ય છે ! ભાઇ દેશળજી ! ત્યારે તો આપણે કાલે રાત્રીયેજ જઇશું. હું સવારે ઉઠી સર્વ બંદોબસ્ત કરીશ. તું હવે આ મારી પાસેના પલંગ ઉપર આરામ લે.

( સૌ સુઇ જાય છે. )

—— :(૦): ——

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ઉપર કોટનો દરવાજો.

પાત્ર—

દેશળ, દુદો, હમીર, નુરખાં તથા માણસો લાદેલા પોઠીયા અને પાછળથી સિકંદરાજ વગેરે લશ્કર

દેશ—( દરવાજા પાસે આવીને ) દુદાભાઇ ! એ દુદાભાઇ દરવાજો ઉગાડો.

દુદો—કોણ ભાઇ દેશળજી કે ?

દેશ—હા, એતો હું દેશળજી અફીણના પોઠીયા લઇ આવ્યો છું,

દુદો—ભલે ભલે આ લ્યો ઉઘાડીયે, ( એમ કહી દરવાજો ઉઘાડે છે અને એક સર્વ પોઠીયા અંદર દાખલ થાય છે )

હમીર—દેછળજી ભાઇ ? આજતો એલે પોઠીવા ઘણા મોટા જણાયસેને. માંય અફીણના ગોટા પણ માણહના માથા જેવા લાગેસે. પણ વધારે લ્યો હું જરા આગળ જઇ પોઠીયાને કોઠારને રસ્તે હંકારવું

( એમ કહી આગળ જાય છે. )

નુરખાં—અએ અફીનયે ! ઇશમે કુચ શક લખતા હે કયું કે યે છાંટમાં કુછ હલતા હે દેખોના સહી,

હમીર—હવે એમાં શકતો હાનો ! લેને જરા તકાહી જોઉ (એમ કહી એક છાંટમાં ભાલુ મારે છે કે તુરત લોહીની ધાર થાય છે તેથી ચમકીને ) દુદા ! દગો—દગો—દગો,

નુરખાં—દગા દગા કયા પુકારતે હો. આ તો લશ્કર નીકલ પડા, અબલગ દેખતોહો કયા ?

દેશળ—(ખુલ્લી તરવારે નજીક આવીને) આવી જાઓ બેટાજી હવે શું જુઓછો? ઘણા દિવસ સુધી બેઠાં બેઠાં ખીચડી ખાધી પણ આજ તમારૂં અને તમારા હીમાયતી બન્નેનું માથું કાપીશ.

——:*:——

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—જુનાગઢ મધ્યેનો એક વિશાળ ચોક અને ખેંગારનું શયન ગૃહ.

(એકાએક સોરબકોર સાંભળી રાહખેંગાર પોતાના મહેલની અંદર નીદ્રામાં હતો તે એકાએક જાગી ઉઠે છે અને પોતાની પ્રીયા પ્રત્યે કહે છે. ]

શહુખે'—અરે ! આટલું બધું તોફાન શું ! દુશ્મનો કિલ્લાની અંદર દાખલ થયા પ્રીયા !

રાગ—કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે.

પ્રીયા દીયો રજા ક્ષત્રી રીતી ધારીનેરે, વાત વીચારીનેરે. ટેક.
ગુર્જરના મહીપતીએ આવી, વગર લડે તે ગયો છે ફાવી;
દળ લાવીને ઘેરી તેણે બારીનેરે. પ્રીયા વાત, ૧
નગર કોટ ઘેર્યો છે તેણે, ચાલુ કીધી તોપો એણે;
દીઓ રજા હું આવીશ જલદી મારીનેરે. પ્રીયા વાત, ૨
વસ્તીને પીડે છે રાજા, નથી રાખતો કોઇની માજા,
જાઉ છું પ્રીયા હું વરતી, દુઃખ દીલ ધારીનેરે. પ્રીયા વાત. ૩
જીત મેળવી જલદી આવું, સોરઠ સાથે ગર્જર લાવું,
લાજ આપણી હાથ ગુરૂ ગીરનારીનેરે. પ્રીયા વાત. ૪
કદી પડયો હું રણમાં નિશ્ચે, સ્વર્ગમાં જવું છે મારે પ્રીતે;
સાચવજે એ પુત્રો. પ્રાણ ધારીનેરે, પ્રીયા વાત. ૫

રાણી—પ્રાણનાથ !

હમકું છોડ ચલે બન માધું એ રાગ.

નહીરે જાવા દઉ નાથ અહીંયાંથા, મુજથી વીખુટા ન રડવા દઉરે;
સૈન્ય નથી કંઇ બળીયું આપણું, દુશ્મન તો નહી ફાવવા દેરે;
જાણુરે મોંતે નહી મરીએ નાથજી, પ્રથમ મુજને મરવા દીયોરે. ૨
અવર અહીંથી નાશીને જઈએ. ગુરૂ વિસ્તારની ગુશમાંરે,
ફળતરૂ જળનો આહાર કરાને. મુજ બાળકને જાળવવારે. ૩
રાજપાટ જો જાએ ભલે તમને પણ, હું નહીં દઉ જાવારે;
પ્રીતની રીતમાં કીંમત એની, નથી કંઇ પ્રીતમ મુજ મનમાંરે. ૪

પ્રાણનાથ બળીષ્ટ દુશ્મનોની સાથે હરીફાઇ કરવામાં બીલકુલ ફાયદો છે નહી. આપણું રાજય કયાં ! અને તેનું રાજય કયાં ? દુશ્મનનું લશ્કર એટલું બધું છે કે તેની સામું આપણું સૈન્ય એક ઘડી ભર પણ ટકવાનું નથી, જયાંસુધી આપણા કીલ્લાનીઓડય હતી અને દુશ્મનનું સૈન્ય કીલ્લાનીબહાર હતુંત્યાંસુધી આપને તેને ફાવવાદેતાનહી પણ હવે તે દુષ્ટો મહેલની લગભગ આવી પુગ્યા છે અને ગંજાવર તોપોનો માર શરૂ કર્યો છે એટલુંજ નહી પણ આપણી સૈન્યજીનલીસમઅને કડાનાળ પણ તેઓના હાથમાં ગઇ માટે હે પ્રાણ રક્ષણ કૃપા કરીને આ ગરીબદાસીની વિનતીધ્યાનલઇ યુદ્ધ કરવા ન જાઓ તો સારૂં પ્રાણનાથ! (રદનકરેછે) અને તેમ છતાં આપને યુધ કરવાનો અતીશય આગ્રહોયતો

આ દાસીને પણ સાથે લઇ જશો કે આપની અર્ધાંગના આપના કારણ યુદ્ધમાં અરધ ભાગે રહી દુશ્મને મારા બનાવી યુધમાં અમર કીર્તી મેળવી મારી જનુનીને જેમ આપ નીપું પરંતુ જ્યાં સુધી આમ બેમાંનું એક કબુલ નહી કરો ત્યાં સુધી હું આપને અહીથી આગળ જવા નહીં દઉં ! નાથ.

રાહખેંગાર—પ્યારી મુવેદના શશીવદની, આવા બારીક સમામાં સુરારે સુર દેવાને બદલે આવા બીરૂ જેવા શબ્દ કાઢી મને શા માટે બાળે છે, શું તને તું લાઝીમ છે; તે સાંભળ્યું હશેજ કે પ્રિયા કે આગળની ક્ષત્રાણીઓ પોતાના પ્રિયતમને રણક્ષેત્રમાં જવા કેટલા આનંદથી રજા દેતી, વળી તને યાદ હોવુંજ જોઇએ વાહાલી બાળદગ્ધા, કે જે દાખલો પ્રાચીન વખતથી ચાલ્યો આવે છે કે—

દુહો—જનની જણુતો ભક્ત જણ, કાં દાતા કાં સુર;
નહીતર રે' જે વાઝણી, પણ ન ગુમાવીશ નુર,

માટે દુશ્મન સાથે યુજી કરવા તેને મારા પુરેપુરા હાથ દેખાડવા મને તાકીદથી અને સહ આનંદીત મુખડે રજા દે, જો કે અગીઆર વરસના લાંબા અરસામાં મારે અને તેને કીંચીત વખતે લડાઇ થાય પણ તે નહી જેવીજ, આજનો વખત જુદોજ છે તેનું બળવાન સૈન્ય આપણને શું કરવાનું છે શું એક કીડી મોટા બળવાન હાથીનો નાશ ક્ષણવારમાં નહી કરે ? મોટી ગંજાવર ગંજી સળગાવવા ફક્ત એક અગ્નિના તણખાનુંજ કામ છે તેમજ સીધરાજના મોટા સૈન્યનો પાણ વાળવામાં એક ફક્ત ફુંજ બસ છું પ્રીયા તારૂ પણ તેમાં કામ નહી અવશ્ય કદાપી તુને પણ સાથે લઇ જવા હું વીચારૂં પણ તેમાં એક બાબતનો વાંધો આવે છે અને તે એ કે કદાપી દૈવ્ય કોપથી મારી હાર થાય અને આ નાશવંત દેહ પોતાની ફરજ અદા કરવામાં પેદા કરનારની પાસે જાય તો વાંસેથી આપણા બંને વહાલા પુત્રોનું રક્ષણ કરી યોગ્ય પ્રસંગે વેર લેવાનું જો તમે અહીં રહો તોજ બને માટે પ્રિયા તમારા ધર્મ પ્રમાણે કદાચને છેવટનું મારૂં વચન માન્ય કરવાની તમારી ફરજ અને ભુષણ છે જેથી સાથે લઇ જવા મારૂં મન કબુલ કરતું નથી.

( આમ છતાં પણ રાણકદેવી પોતાનાં પતીનો પાલવ ઝાલી ઉભી રહે છે અને કહે છે. )

રાગ સારંગ—તાલ દીપચંદી.

( છોડે છોડો રાય કેસનેરે દાસી જાણે તે આપ. )

રાણીક—( હાથજોડીને ).સ્વામી મારારે સુલક્ષણા, જોડું આપને હાથ,
 કરગરી કહું હું નાથજી, લ્યોને મુજને સાથ. સ્વામી.
રાહ—પ્યારી રહો ધૈર્ય ધારીને, રહો ઇશનું નામ;
 જોર કરીને હું વેરીને, કરશું આપણું કામ. પ્યારી.
રાણીક—સાથે રહી લડું હોંશથીરે, નહીં જીવની આશ;
 સીંહ પેઠે હું પડુ સૈન્યમાં, કરૂં દુશ્મન નાશ. સ્વામી.
રાહ—સાચુ કહ્યું તમે પ્રેમદા, ધન્ય ધન્ય છે આજ;
 સોડ શોભાવી પ્રીયા માહરી, રાખી જનુનીની લાજ. પ્યારી.
રાણીક—નાથ ચાલો જઇએ સાથમાંરે, લઇ ઇશનું નામ;
 ક્ષત્રીની કુખ શોભાવીએ, કરીએ મીઠ કામ, સ્વામી.
રાહ—ધન્ય હીંમત પ્યારી તાહરીરે, હવે રહોને આંહી,
 સાથે નથી તમ કામ તો લડશું એકલા ત્યાંહી. પ્યારી.
રાણીક—એ શું બોલો પ્રાણ માહરા, દયા ગઇ કયાં આવાર;
 કરશો જુદી જો આપથી, મરૂં ખાઇ કટાર. સ્વામી.
 ( રાણકદેવી કટાર લઇ પોતાના ગળાપર મારવા તત્પર થાય છે. રાહખેંગાર તેના હાથ ઝાલી તેમ કરવા સમજુતી દેતો બોલે છે )

રાગ બનઝારા.

રાહ—મુજને જાવા દોને પ્યારી.
રાણી—નહી નહી વાત થનારી।
રાહ—કરૂ લડાઇનીજ તઇયારી, ઘેરી દુશ્મને મેહેલની બારી
 મારૂં દરેકને ધા કારી, મુજને જાવા ધોને પ્યારી
રાણી—કદી એવું નહી જો બનશે, સૈન્યને આપણનાને હણશે
 નહી કરો મને દુખીયારી, નહી નહી એ વાત થનારી,
રાહ—ખરો ક્ષત્રીનો બચ્ચો જેહ, કેમ મેહેલમાં સુઇ રહે તેહ;
 કરે દુશ્મનની ખુવારી, મુજને જાવા ધોને પ્યારી.
રાણી—ભલે રાજ્ય જો સઘળુ જાએ, કદી વનમાં વાસો થાએ,
 ફળ ખાઇને દીન ગુજારી નહી નહી એ વાત થનારી,
રાહ—નહીં કર તું મનેરે નીરાશ, પુર મારા દીલની આશ;
 દે રજા ખુશીથી સારી, મુજને જાવા ધોને પ્યારી,
રાણી—નહી નાથ એ વાતજ કરશો, દયા દાસીથી દીલમાં ધરશો
 કરો આ જીંદગી આ સુખીઆરી, નહીં નહીં એ વાત થનારી.
રાહ—એવા બીરૂના બોલ ન કહે એ લડવા તણી હીંમત દહવો;
 ખરે ક્ષત્રીનો ધર્મ જાણી, મુજને જાવા ધોને પ્યારી.
રાણી—તમ વિના હું એકલી નાથ કહો રહું કેની સાથ,

આલો જઇએ જંગલમાં નાસી, નહીં નહીં એ વાત થનારી
રાહ—નાસવાથી પ્રતિષ્ટા જાએ, દુનિયામાં બે આબરૂ થાએ,
કરો વાત ન એવી નઠારી, મુજને જાવા દોને પ્યારી.
રાણી—તમ પ્રીતીનું પન જેહ, કરૂં કોની સાથે હું તેહ,
દુખ ઝાળને નાખો નીવારી નહીં નહીં એ વાત થનારી;
રાહ—ખોઉં ક્ષત્રીવટ હું આજે, તો તો માતા મારી લાજે;
આખર પ્રીતિ છે દુખીઆરી, મુજને જાવા દોને પ્યારી,
રાણી—જળ વીનાનું મીનજ જેવું, વાના આપના તન છે તેવું;
ખરે થઇ હવે દુખીયારી, નહી નહીં એ વાત થનારી.
રાહ—અરે પ્યારી, તું કર ન જક, લડવા જાવું મારે બેશક,
હવે પ્રમાણ પ્યારી મારા, મુજને જાવા ઘોને પ્યારી.
(રાહખેંગાર યુદ્ધ કરવા ચાલ્યો જાય છે.)
રાણકદેવી બોલે છે.

## સોરઠો.

नर्था में वाडा गुडीआ, नर्था भाळया भंडार;
नर्था माणी राणकदेवने, खेम ओळंभा दे खेंगार.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—જીર્ણ દુર્ગની બજાર.

પાત્ર—સીધરાજ તથા રાહખેંગારનું લસ્કર.

(રાહખેંગાર પોતાનાં મેહેલ ઉપરથી ર્ણચે ઉતરતાં ગીરનારની પવીત્ર પર્વતમાંથી ચંદ્રોદય થતાં તેના શીતળ કીરણ ખેંગારના મુખ ચંદ્રપર પડતાં વાર સીધરાજની દ્રષ્ટીએ ખેંગાર પડતાં તેને ઝેરી તીર મારી રાહખેંગારના આત્માને પરમાત્માના હજુર પહોંચાડી દીધો બાદ લડાઇ બંધ કરી.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—જંગલભુમી.

પાત્ર—સીધરાજ, દેશળજી, વીશળજી અને બીજા લડાયકો.

સિધરાજ—વીશળજી આ લમાસ મામાનું મુડદુ ઉપાડવવા આપણી છાવણીમાં પુગાડો અને હું રાણકદેવીના મહેલમાં જઈ તેને મારા સ્વાધીનમાં લઉં કારણ કે જો તેને આ વાતની ખબર તેમ થશે

તો તે આત્મહત્યા કર્યા વગર રહેશેજ નહીં અને અમે જ્યારે અને આરે બાર વર્ષની અથાગ મહેનત ઉપર પાણી ફરેજ.

વીશળ—હા કાકા, આપનું કહેવું યથાર્થ છે પરંતુ મારી વીનંતિ આપ ધ્યાનમાં લ્યો તો હું અરજ કરૂં છું કે આપ આપનું પાટણ છોડી આંહી આવી રહો આંજે ૧૨ વરસ થયાં તોપણ જુનાગઢના કીલ્લામાં આપ દાખલ થઇ શકેલ નથી તે મુજબ આ રાણકદેવીના મેહેલમાં દાખલ થવાને આપને પુરેપુરાં બાજા ૨૪ વરસ જોઇશે માટે જો તાકીદથી આપે તેના મેહેલમાં દાખલ થવું હોય તો દેશળજીને સાથ લઇ જાઓ કે તે કંઇ પણ યુકતી કરી બાર ઉઘડાવશે.

દેશળ—વા ? કાકા, વીશળજીનું કહેવું ખરૂં છે, હું આપની સાથે રહી કંઇપણ યુક્તીથી રાણકદેવીનો મેહેલ ઉઘડાવી દઇશ પરંતુ ત્યાં આપે યાદ રાખવાનું છે કે રાહખેંગાર મરી ગયેલ છે એ વાત ત્યાં કહેવી નહીં પરંતુ તેને જીવતાં કેદ કરેલ છે એવુંજ જણાવવું નહીં તો રાણકદેવી સતી છે તે એકાએક શ્રાપ દઇ આપણને આખ કરી દે.

સીધરાજ—બરાબર દેશળજી તમારી યુક્તી ઉચીત છે અને ચાલો તેમજ કરીએ.



## પ્રવેશ ૬ ઠો.

### સ્થલ રાણકદેવીનો મેહેલ

પાત્ર—રાણકદેવી પછીથી સીધરાજ, દેશળજી અને પછીથી રાહખેંગારનો પુત્ર.

રાણી—રાહખેંગાર તીરસ્કાર કરી ગયા બાદ રાણકદેવી તેની જીંદગી માટે પ્રભુ પ્રાર્થના કરે છે.

રાગ ઠીંડી

કરો રક્ષા પ્રભુ દુશ્મનોને મારી, ઘહેર આણી મુજ નાથ દો ઉગારી;
મેહેર કર પ્રભુ પૂત્ર તુજ ધારી, વિજયશાળી નાથ મોકલો મોરારી. ૧
દયા આણુ પ્રભુ બાળકી હું તારી, સ્તુતી શું કરૂં હું અલ્પમતિ નારી;
રણે થઇ ઇશ મમ પતીનો વારી, વીજયશાળી નાથ મોકલો મોરારી. ૨
અસહ સંકટેથી પાંડવોને તાર્યા, થઇ સારથી તેં કોરવો સંહાર્યા;
પળમાંહી પ્રભુ દુખડો નીવારી, વિજયશાળી નાથ મોકલો મોરારી. ૩
કરૂં સ્તુતિ પ્રભુ ધ્યાન જરા દેજો અલ્પ સ્તુતિ ઘણી માની હરી લેજો;
જીર્ણ દુર્ગ મધ્ય વીજય દે પુકારી વીજયશાળી નાથ મોકલો મોરારી. ૪

( નીચે કંઇ અવાજ થતો સાંભળી બોલે છે. )

## સોરઠો.

**કવણ ખટકાવે કમાડ મડી છે રાણીકદેવીની,**
**જો જાણસે માહરખેંગાર. અઠક કાનજ ઓઢસે.**

દેશ—મામી એ મામી, બાર ઉઘાડો હું તથા મારો મામો દુષ્મનોને મારી જીત મેળવી આવ્યા છઇએ.

રાણી—કોણ દેશળજીકે મેં સાંભળ્યું હતું કે તમો દુશ્મનીને મળી ગયા છો ? અને રખેને કરેબથી મને ફસાવતા ધારતા હો માટે જો મારા પ્રાણનાથ મને બોલાવશે તોજ હું ઉઘાડીશ !

દેશ—મામી તમારૂં કહેવું ખરૂં છે હું દુશ્મનો મરાત નહી અને ઘણા દીવસ સુધી આપણને અને આપણી વસ્તીને હેરાની ભોગવવી પડત. વળી મારા મારી સાથે છે પરંતુ તેને સીધરાજના હાથનો એક સખત જખમ વાવગવાથી આ વખત તે બેભાની અવસ્થામાં છે માંટે તુરત બાર ઉઘાડો કે મામાની સારવાર થાએ.

રાણી—એમ છે ત્યારે તો ઉઘાડું.

મહેલનું બારણું ઉઘાડે છે ત્યાં રાહખેંગાર નહી પણ પણ સીધરાજ મહેલમાં દાખલ થઇ ;રાણીકદેવીને કંઠાલીંગન દેવા જાએ છે ત્યાં સીધરાજને જોઇ રાણકદેવી મુર્છાગત થઇ પડે છે તેને—

સિધ—પ્રિયા.

રાણી—(પ્રિયા શબ્દ કરણે પડતાં સીંહણની માફક કુદી ને) પ્રીયા કહેનાર પાપી ખશ દુર અહીંથા.

સિધ—હે કોમળાંગી, હે કામકદળી, હે સુવદના, શા માટે ગભરાય છે. સોરઠ જેવા સોળ ભાગની પટરાણી કરનાર અને તારી સાથે પ્રથમથી સગાઇ થઇ હતી તેજ હું સીધરાજ.

સુક પુળો રાજમાં અને પાટમાં.

રાણી—અરે દુષ્ટ આવું બોલતા તારી જીભ કેમ નથી કપાની તી. દેશળજીને કહે છે—

**ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ.**

દુષ્ટ દેશળ વીર કહુંછું તુજનેરે;
કર્યા ભુંડા મારા હાલ, ફટછે તુજનેરે;
તારા મામાના લીધા પ્રાણ, કુળ લજાવ્યુંરે,
મળી કાકાને આજ, વેર વળાવ્યુંરે,
માર્યા દુદો ને હમીર, દગો દઇનેરે;
ઉઘડાવ્યા દ્વાર, ખોટું કહીનેરે;

સિધ–તારો આટલું બધું બળ બતાવવાનું નથી યાદ રાખ કે તારા ધણીને મેં કેદ પકડેલ છે જો તું મારા સ્વાધીન થઇશ તો હું તેને છોડી દઇશ નહી તો કટકે કટકા કરી નાંખીશ ને પાડુ મારે છે.

રાણી– સોરઠો

**પડખાંની પાટુમાં માર, ખેગારના સાધેલ નહી;**
**તને મોજડીઆના માર, સિધરાજ તારા શોભે નહી.**

રાણી– અરે દુષ્ટ પૃથ્વી કેમ રસાતાળ નથી જતી; સુર્ય કેમ આથમણો નથી ઉગતો પણ હું જે એક વખત રાહખેંગારની કહેવાઇ તે કદી તારે સ્વાધીન થવાની નથી તું ભલે મારી આજ વખતે કટકા કરી નાખ પણ મારા પ્રાણનાથને ઉગાર એટલી મારી વિનંતી છે.

છોકરા—મા, મા, આ કોણ છે ? તું કેમ રૂએ છે કેમ બોલતી નથી, દેશળજીમાઇ મારા કાકા કયાં છે અને આ અજાણ્યો માણસ કોણ છે.

સિધ–(ગુસ્સામાં) સીપાઇ આ છોકરાને અહીંથી લઇ જાઓ (રાણીકને) કેમ માને છે કે નહી, નહીં તો તારા છોકરાનો નાશ કરીશ.

રાણીક–છોકરા નો તો સું પણ આખી પૃથ્વીનો બલકે મારા પ્રાણનાથનો નાશ કરશે તો પણ હું મારૂં શતીત્વ છોડનાર નથી.

સિધ–ઠીક છે ત્યારે, સીપાઇના હાથમાંથી કુંવરને પડાવી તરવારથી તેના બે ટુકડા કરી નાખે છે તે જોઇને)

રાણીક—(અતીશય આક્રંદથી) અરે ઘાતકી સિધરાજ.

(અતીશય રૂદન કરતી)

(રાગ) મારી વાલી તું થાને શાન્ત

દુખદરીયામાં નાખી એ નાથ, મારાથી કેમ જીવાએ;
રોઇ રોઇને રંવું આંહી, બીના મોતે કેમ મરાય.
આપ જવે અવની વિશે, થયું અંધારૂં ઘોર;
તુજ ભ્રાતા બનુ વલવલે, કરે મરવાને બહુ શોર. મારાથી.
પ્રેમ અતીશય રાખતો, દીલનો પુત્ર દયાળ,
ચીંતા મારી રાખતો, હવે લેશે કો સંભાળ. મારાથી,
સોરઠ પ્રજાના હાથથી ગુમ થયું છે રતન;
ભીન્ન ભાવ નહી લાવતાં, કરૂં કેનું હું તો જતન. મારાથી.

સિધ–વધારે રડવું છોડી દે તું જાણતી હઇશ કે તારો પતી મારી સાથે કેદ છે પણ નહીં તેનો પાપી આત્મા ઘણો વખત

થયાં જગકર્તાની હજુર પોહોંચી ગયો છે. માટે જો તું મારે સ્વાધીન થઇશ તો તારા મોટા પુત્રને હાથે તેની ક્રીયા કરવા આજ્ઞા દઇશ આ સૌરાષ્ટની ગાદી પણ તેનેજ આપીશ, માટે હજી માન.

રાણીક—હર હર વીશંભરા !!!

રાગ ઓધવજીનો સંદેશો. )

શી રીતે પ્રભુ ધીરજ ધરી બેસુ હું,
ભડ ભડ દીલમાં ભડકા દુઃખના થાયજો;
કેર થયા છે અતીશે આ અવની વિશે.
ઠેલી છે આ દુઃખની મોટી રેલજો,
પ્રાણ તણારે પ્રાણ ઉડીને કયાં ગયા,
દયા ન આવી મુજને ક તાં નિરાશજો,
કોનેરે આધારે રહીશ હું નથજી.
શાન્તી કેવી રીતે દીલની થાયજો;
પ્રજા સઘળી તલપે આપ વિયોગથી;
વિના પાણીનું જાણો જેવું મીનજો.
કેમ કરી આ જીંદગી પુરી તો થશે,
દુઃખ તણી તો રાખી નહી કંઇ સીમજો.

હે દયાળુ પ્રભુ હે જગકર્તા જગદીશ્વર! એટલો મોટો મેં તારો શો અપરાધ કર્યો છે? અરે પતી અરે પુત્ર મારા દુઃખના વિસામા! મારા નોધારાના આધાર! મારી જીવન દોરી! તું પણ તારા પિતાની સંભાળ લેવા તારી રાંકડી માતાને મુકી ચાલ્યો ગયો હાય! હાય! હાય!

રાગ રસીલી તારી સુરત.

પુત્ર રતન તો પ્રાણથી પ્યારૂં, તે વિણ જીવવું છેજ અકારૂં,
સુખડુ સવ ગયું છે મ્હારૂં, સંસાર સુખ લાગે છે ખારૂં.
માતુ માતુ કરી કો હેરે આવે જનુની કેરા જખમ રૂઝાવે;
નાથ અને પ્રીય પુત્રજ જાવે. અન્નોદક શી રીતે ભાવે,
વેરીનો કરશે એ નાશ, દીલમાં હતી એવી આશ;
હવે થઇ છુ તદન ઉદાસ, રેવું મ્હારે કોની પાસ.

( સહીયર દુખ શુ દાખવું.— રાગ

કરમ ફુટયુંરે મ્હારૂં આજથી, ખોયા રાયને રાજ;
ગઢરે સુનો થયો, જાતાં કરી હાસ્ય રાહખેંગાર. ૧
મંદ મુખથી બોલતાં, કરી હાસ્ય વિનોદ;
એ સઘળું તે એળે ગયું ગઇ દુશ્મન હાથ.

સુનાં મંદિરમાં પોઢતો લઇ પ્યારી પાસ;
એ ધડ ક્યાં હવે રડવડે, ખરે થઇ છું નિરાશ. ૪
એક કે, તાં એકવીસ મળે, ધરે જુમી ન ભાર,
એ ધડ ક્યાં હવે રડવડે, દુઃખનો નહી પાર;
જે નારી કો નીરખે નહી, નખ કો ન પામેલ.
તેરે દુશ્મન હાથે ચડી, કર્મ થયું છે સામેલ,
ઓ નાથરે આવી મલો, દો દરશનનો લાભ;
હાથી તમારી રોપ્ર નમરે, ધીઃક ધીઃક અવતાર. ૫

સિંઘ—કેમ સ્વાધીન થાએ છે કે નહિ, હા હજી વધારે દુઃખ વેઠવું છો માટે કોમળાંગી ચાલ મારા કમળ મહેલમાં ને કર મજા.

રાણીક—અરે ઘાતકી ચંડાલ ! ! ! ( મૂર્છા ખાઇ ઢળી પડે છે ને ઉઠતાં દુઠતાં )

કેર વરતાયો બહુ કાળોરે ( ૨ )
કોટી કોટી ગુનામાં પડયો છે તું આજ દુષ્ટરે તું દુર.

સાખી.

દયા હીણુ દયાળ, જાવું મારે ક્યાંઇ,
દુઃખ દુરીઆની માંય ઉભી છઉં;
કર સાય પતી મારા, ખેંગાર પૂરણુ છે ત્યાંય,
અનંગ બળે અંત માંય દુષ્ટની છે છાંય. દુષ્ટરે.
છોડીને ચાલ્યા ગયા, હશો તમો તે ક્યાંય;
જો સ્વર સાંભળી માહારો, તો દોડી આવો આંય,
દુવાર દેખાયું શામનો, જાવું મારે ક્યાંય;
નીર્મળ વહેતુ નીર છે, હું પડું તેની માંહ. દુષ્ટરે.

લલીત.

અરરર નાથરે શું હવે થશે, રીત્રસ માહારા કેમરે જશે;
દીલ ઉદાશ તો કેમરે કરી, પરમ પ્રાણુરે ક્યાં મળું ફરી,
ભવનપ્રહ આ સુનુરે થયું જીવન માહરૂં એમરે ગયું.
જઇશ ક્યાં હવે બેસવા ઠરી પરમ.
દીલથી પ્યારી તો કો હવે કહે, દુઃખ બધું હરી કોણુરે લહે;
થઇ અભાગણી દુખની ભરી, પરમ.
જીવન જોઇને શોકતો થશે, હેડું માહારૂં હાથથી જશે.
અરરર ધીક છે તમને જરી, પરમ પ્રાણુ,
અરરર આંખથી આંસુઓ ખરે, મનડું માહર હાથ ન રહે

મરીશ હું હવે ઓ હરી હરી, પરમ પ્રાણને ક્યાં મળું ફરી.

અરે દુષ્ટ તું મને ના અટક, હાય ક્રુર ઘાત; દેશળ તું તારૂં મોં મને ના બતાવ અરેરે તને તારા નાના ભાઇની પણ દયા ન આવી હાય હાય; ઘાતકી દેશળ તુને કીલ્લા બહાર જતાં કાળોતરો કેમ ન ડસ્યો અને તું કેમ ન મુવો અરે જેનું તે નીમક ખાધું તેનું જ ખોદ્યું અરેરે મે દુધ પાઇને ઝેરી નાગને ઉછેર્યો તું તારૂં ભલું કર અને હજી જો કંઇ શરમ આવતી હોય તો આ દુષ્ટને સમજાવ પ્રાચીનકાળનો દાખલો તે પાછો સજીવન કર્યો ભાણેજ થઇ મામાનો પ્રાણ લેતાં ન અચકાયો.

સિંધ—( વિચારમાં પડીને હા ખરેખર મારી પ્યારીનું કહેવુંજ યથાર્થ છે આ દુષ્ટે જેવી રીતે એના મામાને દગો દીધો છે તેવીજ રીતે મને પણ દેશે ખરે મારો અર્થ સાધવા મેં તેને આશ્રય આપેલ પણ હવે તેને પાસે રાખવામાં માલ નથી નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે—

## શ્લોક.

विश्वासः प्रतिबंधनां ये नर विश्वासघातिनः
तेनर नरके यांति यावतचंद्रो दिवाकर ॥

અને તેટલાજ માટે તેનું આ વખતજ નીકંદન કરી નાંખવું એ વ્યાજબીને ઉચીત છે, પણ તેવી બાબતોની જો તેને ખબર થઇ તો તે પણ ક્ષત્રી બચ્ચો છે, અને અહીં હાલ હું એકલોજ છુ અને એક સિપાઇ છે તે પણ બહાર છે માટે કંઇપણ ઉપાયથી તેને ફરેબમા ફસાવી પકડવોજ એ સલામતી ભરેલું છે માટે ( વિચાર કરીને ) સીપાઇ.

સીપાઇ—જી હજુર

સિંધ—સીપાઇ મારી પ્યારીના કહેવા મુજબ એ વિશ્વાસઘાતકી દેશળજીને ઉપર કોટથી ધકા બારીયેથી ફેંકી દો ફેકી દેતાં અવલ તેનું નાક હજામ પાસે કપાવી તેને અવળા ગધેડાપર બેસાડી આખા શહેરમાં ફેરવવા ચુકવું નહીં અને તેજ મુજબ પેલા નીમકહરામ વીશાજીનું પણ કરો એટલે મારી પ્યારીનું દીલ શાન્ત થાય.

રાણકદેવી—બસ ચંડાલ બસ હું તને હજાર વખત કહુ છું કે તુ મને પ્યારીના ઉપનામથી ન બોલાવ પણ પુત્રીના નામથી બો-

લાવ. તુ રાજા છે અને આ દેશનો અધીપતિ હવે તુંજ છે અને જ્યારે તેમ છે ત્યારે હું હવે તારી પુત્રી છું માટે પુત્રી પર મેહેર રાખ, હું તને હાથ જોડીને કહું છુ કે મારા એક છોકરા સાથે જવા દે હું મારો નીરવાહ ભીક્ષા માગી ચલાવીશ, અરે, તુ રાજા અને સર્વનો પિતા ધણાપ્ર આ તારી ધર્મની બેહેન તરફ રાજા તરીકે તારા ફરજંદ તરફ કેમ નથી જોતો.

બંધ કોલો બાપુ શું છે કામ, એ રાગ.

રા—દુર અહીંથા થાનેરે ખોટી ધરી બેઠાં આ શું હામ:
સી—કેદ તુને કરવી રે, પ્યારી કરવાનું છે કામ,
રા—દુનીયાં દગાખોર પાપી દુષ્ટ થવાનું નહી તારૂ કામ,
સી...હઠજ સધળી છોડીજ દેની, મને અટકાવા કેની છે હામ; કેદ
રા—મારા પતીથી તું મેળવ મુજને, એવો રાખીને બેઠીછું હામ દુર
સી—તારા પતીને તું મળીજ ચુકી, એવા દુષ્ટનું લે નહી નામકેદ
રા—પ્યારી તારીની પુરણ છે પ્રીતી, તારી બેનીનું ન લેજે નામ. દુર
સી—રાજ આ સધળું સોંપુછું તુજને રાણી સર્વ તારી છે ગુલામ
રા—રાજ તારાને શું કરવું છે મારે કાપડું તો આવેએ કામ
સી—મુગે મોડે મારે સ્વાધીન થાને પ્યારી ફરવું ધટે નહીં આમ. કે
રા—મારા પતીને પુર્યા છે કેદમાં મુક છુટાને લે મારૂં નામ. દુર.
ઓથા ગોચી બહાદુરી તારી ધીક આપુછું તને શ્રાપ. દુર

સીધરાજ—ચુપ ચુપ એ બકવા છોડી દે. હાલ તું નહી માને એમ લાગે છે માટે ચાલ હાલ તો તું પાટણ પછી જોઇશ.

( એટલામાં દેશળજી તથા વિશળજીને મુશકે ટાટ બાંધી મહેલ નીચેથી લઇ જાય છે તે વખત દેશળજી બોલે છે. )

**દેશળજી તથા વીશળજી**—હા! પરમેશ્વર મેં પ્રથમથી કંઇ પણ વિચાર ન કર્યો અરે આ સૌરાષ્ટની આખી પ્રજાને તેમજ આ ગરીબડી સ્ત્રીને મેંજ ફસાવી, ધીક છે મારા અવતારને આ કરતા કદી એક પથ્થર થયો હોત તો પ્રજાનું રક્ષણ કરનાર કીલ્લામાં સંમાઇ લોકોને ઉપયોગી થઇ પડત! આ બધી ખરાબી કરનાર કોણ ફક્ત દારૂ-દારૂ દારૂ.

બેત.

ઓ દારૂ દારૂ કેવી તારી ચાલ, મ્હોટા સુરવીરને કરે બે હાલ;
કજીયો, કુસંપને કલેશનો વધારનાર, પીયે જે દારૂ તેને છે ધીઃકાર.

સિધરાજ—(બારીયેથી) સીપાઇ, અને જલદી ધકેલ બારી.

માંથી દુંટી આવો કે જેથી દુનીયાં ધડો લેકે નીમકહરામી કરવામાં કેટલો ફાયદો છે, અયે (પોતાની પાસેના સીપાઇને) આ દુષ્ટ હઠીલી અીને રથમાં બેસાડી આપણી છાવણીમાં લાવો અને તુરત છાવણી ઉઠાવો, તેટલામાં હું શેહેરનો યોગ્ય બંદોબસ્ત કરૂં છું,

સિપાઇ—ચાલો બાઇ સાહેબ.

રાણી—અરે દુષ્ટ દુર રહે, મુક પુણી તારા બાઇ સાહેબના સંબોધનમાં ચાલ હું તારી પાછળ ચાલી આવું છું.

રાણકદેવી ગીરનારનો પવીત્ર પર્વત ઉતરતી જાય છે અને હઇયા વચને વિલાપ કરતી ચાલી જાય છે.

सोरठो.

ऊतरीया गढ गिरनार तनडुं आव्युं तळाटिये.
वळतां बीजीवार, दामाकुंड नथी देखवो.

(પછી ધારાગર ગામની વાડી પાસે આવીને બોલી.)

सोरठो.

चंपा तु कयां गोरियो, थइ मेलुं अंगार;
मोहोरे कळियुं माणेरो, मार्यो राखेंगार.

પછી ગીરનાર પર્વતને જોઇને બોલી—

सोरठो.

उंचो गढ गिरनार, वादळथी वातु करे,
मरतां राहखेंगार, खरेडी खांघो नव थयो

सोरठो.

गोझारो गिरनार, वलामण वेरीने कियो,
मरतां राहखेंगार, खरेडी खांगो नव थयो. શિખરો પડેછે.

सोरठो.

म पड मारा आधार, चोसलां कोण चढावशे;
गया चडावण हार, जिवतां जातर आवशे.

રાગ આશાવરી જોગીયો.

છોડીને જાઉં એકલી, પ્યારા તુજ પાસ પ્યાર,
છોડીને પ્રીતમ પ્રાણુને, સાથે લઇ આ વાર.

ધિઃક ધિઃક ગિરનાર હો. પડયો નહી આ વાર;
રંડાપો રાણકદેવીને મરતાં રાહખેંગાર. (શિખરો પડે છે.)
પડ ન પડ આધાર તું, જીવતાં જાવ સાર;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર.
દુષ્ટ મયુર તું શું કરે મધુર સ્વર આવાર;
રંડાપો રાણકદેવીને મરતાં રાહખેંગાર.
બાળે છે મુજ મન તું, બળજે તારી જાત.
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર.
પ્રણામ વાહાલા કોટને, પ્રણામ છેલીવાર;
રંડાપો રાણકદેવીને, મરતાં રાહખેંગાર.
પ્રીતમથી મેળવ પ્યારીને માતા મારી સાથ
જુગો જુગ જોડલું, રાણક રાહખેંગાર;

(ઉતરી જાય છે.)

(સોરઠ પ્રજા રાહખેંગાર અને રાણકદેવીના ગયાબાદ
દીલગીરી કરે છે.)

## મરસિયા.

આ શો જુલમ જુલાણા પર કર્યો, રાય રાહને પ્રભુ તેં પરહર્યોરે;
હાય હાયરે આશો૦
હવે સોરઠી પ્રજા આ તમારી, તેને કેમ દીસે નવ ધારી;
કાંધી ચાલતી સ્વર્ગમાં સ્વારી રે હાય હાયરે. જુલમ૦
રાય રાણી રૂવે રણુવાસે, દાસ દાસી રૂવે છે અવાસે;
હાથી ઘોડા ઉભા છે ઉદાસેરે હાય હાયરે. જુલમ૦
પશુ પક્ષી અતિશે રૂવે. મેઘ મંડળેથી આંસુઓ ચુવે;
પ્રજા સોરઠની સુખે ન સુવેરે. હાય હાયરે. જુલમ૦
નાના બાળ બે સામું ન જોયું, તેણે રોઇને અંગરખા ધોયું;
કેમ શોકનું ઝાડ રાજ બોયું, રે હાય હાયરે. જુલમ૦
ક્યાંથી આવ્યો આ સીધરાજ પાપી, દીધી રાહની ગાદી ઉથાપી;
સુખ સોરઠનું નાખ્યું કાપી રે હાય હાયરે. જુલમ૦
ઘરે દીસે પ્રજા દીલગીરી, રાય તારી વાંસે લે ફકીરી,
દીસે ધારે ન વસ્ત્રો અમીરી, રે હાય હાય હાયરે. જુલમ૦



## પ્રવેશ ૭ મો.

સ્થળ—વઢવાણ નજીક ભોગાવા ઉપર સિદ્ધરાજની છાવણી-
માંનો રાણકદેવીનો ખાસ તંબુ.

રાણી—એકલી એક કોચ ઉપર બેઠી બેઠી.

રાગ આશાગોડી.

લાજ રાખો પ્રભુ મારી સંકટ સમયે લાજ રાખો પ્રભુ મારી;
ગુર્જરના મહીપતીએ આવી, મુજ નાથને નાખ્યા મારી સંકટ.
મુજને ફસાવી આંહી, છુટયાની નથી બારી સંકટ.
તુંજ બચાવે તોજ બચું હું. નહિતર થઇ દુખીઆરી. સંકટ.
સત્ય પતીવ્રત રાખજે મારૂં, પ્રભુ હું બાળકી તારી. સંકટ.
સતી ધરમને કારણ હું તો, જીંદગી તજું હું મારી. સંકટ.
પ્રાણ પડે કદી મુજ ધર્મ માટે તો પણ જાઉં ન હારી. સંકટ.
સાહે થજે તું સુકૃત્યે મારા, લેજે પ્રભુ તું ઉગારી. સંકટ.

( સિધરાજ એકદમ પ્રવેશ કરીને. )

સિદ્ધરાજ— દાંડી.

પ્રીયા માન જરા માન કહ્યું મારૂં, કેમ ખુટયું છે આયુષ્ય પ્રીયા તારૂં
નથી કોઇ તુને હવે બચાવનાર, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં.
હજી વખ્ત ઘણો છે વિચારી જોને, પછી પ્રીતી કેરૂં પાન મને દોને
પ્રીયા પ્યાર હજી દીલમાં હું ધારૂં, પ્રીયા જરા માન કહ્યું મારૂં;
વખ્ત નથી હવે અવળું થયાનો, નથી વખ્ત મારે તુજપરે દયાનો;
હજી માન ધરતું કાન વાલ વધારૂ, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં.
ખુશી કરૂ ખુશીકર બહુ તુને, દીલ ચડયો છે આનંદ જુસ્સો હુંને;
દઉ દોલત માયાને પીડ સારૂ પ્રીયા માન જરા માન કહ્યું મારૂં.

પ્રીયા—ઘણી વખ્ત હું તુને કહી ચુકયો અને ધારૂ છું કે હવે તારા સ્વદેશનો જુસ્સો તારા દીલમાં કવચીત રહ્યો હશે માટે હવે તું ખુશીથી મારી સાથે પુનરલગ્ન કર અને ગુજરાત જેવા વિશાળ દેશની પટરાણી થા અને સોરઠ તારા પુત્રને સોંપીશ પ્રીયા.

રાણક—પાપી.

( રાગ પિશુને તજાવનાર. )

થુંરે કહું દુષ્ટ તુને શરમ નથી,
કાયર થઇરે તુને કથીરે કથી,
પુત્રીવત તારી તેને પ્યારે શું શું કહે;

નફ્ટ નિરલજ જરા મનમાં લહે.
પ્યારી કેતાં જીભ તારી કેમ ના તુટે,
પ્યારી કેતાં આયુશ તારૂ કેમ ન ખુટે.
જીભ તારીમોરે ઉગો કંટક સાર,
ધીઃક ધીઃક તારો જાજો એળે અવતાર.
ભલે સુર્યોદય પશ્ચીમમાં થાએ,
ભલે કદી સમુદ્ર માઝા મેલીને જાયે,
ભલે કદી નક્ષત્ર સૌ પૃથ્વીમાં પડે,
ભલે કદી ચંદ્ર સુર્ય પૃથ્વીને અડે.
સતી ક્ષત્રાણીરે તણી રાખીશ માં આશ;
એથી થશેરે તારા જીવનો વિનાશ.
ધર્મના પીતરે તુ પુત્રીથી રેજે દુર;
તાત મારા તુલ્ય તું તો નહી કુર.

પીતા તુલ્ય રાજા હું પણ તને વિનંતી કરીને કહું છું કે મને હવે વધારે વખ્ત ન છેડ હું સતીને એમ ધારે છે કે મને જે જુસો મારા પવિત્ર નગરમાં હતો તે આંહી નહીં હોય, ના ના તે વિચારનો ખ્યાલ સ્વપ્ન પણુ નજ લાવવો મારો પતીવ્રત જુસ્સો મારા મરણ પછી મારી ચેહમાં પણ ખળખળશે અને તારો અંત આવતાં સુધી તારો પીછો લેવા છોડશે નહીં.

સિધ—સહનશીલતા રાખ તું માનીશજ નહી એમ મને ખાત્રી છે કુળ નીકંદન કરનાર દેવી ચાખજે સ્વાદ, સીપાઇ રાહખેંગારના પુત્રને લાવો.

રાણક—કસાઇ ! તું મને કુળનીકંદન કરનારની ઉપમા આપે છે ? શું મારા નિર્દોષ પુત્રોનાં શબો મારી નજર આગળ પડતાં જોઇ મારો સતી ધર્મ ચુકું ના, ના, ના એ તો તુજ મારા કુળ નિકંદન કરનાર પાપી અને તેજ પાપે તારૂં કુળ નીકંદન થશે જ.

( માણેરો બંધીવાનની ટોળામાં દાખલ થાય છે )

માણેરો—વહાલી મા મા ! ! ! મારા સ્વર્ગવાસી પીતા ! ! !

રાણક—કુળદીપક પુત્ર ( રાણકદેવી, પોતાના ગળા સાથે પોતાના વહાલા પુત્રને જોડી દે છે અને સ્તનપયથી પોતાના પુત્રને નવરાવી દે છે. )

સિધ—( ખુલાં ખડગથી, પોતાની મમતાળું માતાને કંઠાલીગન દઇ રડતા પુત્રને જોરથી તેને મારી નાંખવા જાય છે ત્યાં )

રાણુક—( ગળગળે સાદે ) એ નીરઅપરાધી પશુને ( ડસકાં ખાતી વધ હલારાની પેઠે કરવા ( ડસકાં ખાતી જાય છે, મારા કટકે કટકા કર પ્રથમ મારા હાથ કાપી ને આંખ ફોડી ને, ( ડસકાં ભરતી) કાન કાપ મારી દરેક આંગળીમાંથી જીવતાં નખ છોંટ અને મને રીબાવીને મારી પરીક્ષા લે કે મારો પ્યાર મારા સ્વામી તરફ છે કે ડગે છે.

માણેરો—માતા મારા છેલા પ્રણામ મારી હેતાળુ માતા મારી મમતાળુ મા તેં મારા ઉપર કરેલા ઉપકારનો કીંચીત માત્ર પણ બદલે ન આપતાં અને પીતાજીના વંશનો નાશ કરતો હું મારા પીતાને મળવા જાઉં છું માતા મારાથી કંઇ માતુ ભક્તિમાં ન્યુનતા રહી હોય મારી વીવેક મારી તરફથી તુને કંઇ કડવા વચન કહેવાયાં હોય તેની ક્ષમા કરજે. માતા માતા ( બોલવા જાય છે ત્યાં.)

રાણુક— ગીતી.

પ્રીય પુત્ર માણેરા, ક્ષત્રી જાતિ કદી નહી ડરીયે,
મરતાં છેલી વારે ઇશ વીના નહી મા મુખથી કહીયે.

રાણકદેવી—ઓધવજી સંદેશો કહેજો શામને એ રાગ.

માણેરા તું રે મા પુત્રજ માંહરા,
કુળમાં કાળુ લાગે કલંકજો. માણેરા.
મરતાં વાલા માને સંભારીએ;
એવા આપણા લખ્યા વીધીએ લેખજો,
કામ લથી તારૂં શીખામણ શું દઉં,
અમર રાખવું પુત્રજ આપણે નામજો. માણેરા.
તુજ માતાનું શિયળ આમ સચવાવવા,
કુંવર કોડીલા આવો છો ત્યાં કામજો;
રોઇ રોઇ રાતી આંખડીઓ કાં કરે;
છાતી મારી ફાટે છેલી વારજો. માણેરા.
સ્વાધીન થા મુંગે મોઢે સમશેરને,
નમેરીને દયા ન આવે તલભારજો;
બેટા તારો બાપ મને તો સંભારે,
નથી રાખવું અહીંયાં એનું નામજો. માણેરા.
શુરવીર થઇ તે ધરમ તે તો સાચવો,
તુજ પછવાડે મરૂં કાઢી પ્રાણજો,
તુથી નાનો આવ્યો તે કામમાં,

તું તો કેમ ગભરાએ મારા પ્રાણજો. માણેરા.
એતો એક શબ્દ બોલ્યો નથી;
જુંડા તું તો એથી મોટો બાઇજો. માણેરા.

## सोरठो.

मानेरा तु मरोय म कर राती आंखडीः
कुळमांय लागे खोड, मरतां मा न संभारीये.
जमणीरे भांगी बांय डाबी न छोडीये;
मरतां राखेंगार जीव जुवे जुवो न जोडीये.

માણેરા—માતુશ્રી હું મરવાને ડરતો નથી પરંતુ આ ઘાતને સીધરાજ મને બંધીવાન કરી મારે છે અરે! એક જોરાવર સીંહ પીંજરામાં પુર્યા પછીથી તેનો નાશ કરે છે સીધરાજ જેવા બળવાન રાજા ફક્ત મારા એકલા સાથે યુધમાં કતરી મારા હાથ જોતા અને પછી હું મરત તો મારૂં દીલ સ્વર્ગમાં પણ સંતોષ માનતકીપ સીધરાજ જેવો ચંડાળ ગુજરાતનો મહીપતી એક બાયલા અને હીમકારાની માફક કૃત્ય કરે છે.

### માર માર તરવાર—એ રાગ.

માર માર સિધરાજ હમે જુએ છે શું (૨) જુવે છે શું જુવે છે શું.
શુરે કરૂં બાંધ્યો છે મુજને, નહીતર ઉભો જીવેરે શું. માર.
મારા પીતાને તેંજ માર્યો છે માટે તુજને મારૂંરે હું. માર.
દુનીઆમાં તો એમ કેવાશે, બાંધીને માણેરા માર્યોરે શેં. માર.
લખ અવતારને કામો કર્યાં શું, છેતરી સર્વે માર્યારે શું. માર.
ભવીસ્યમા તો એમ ભાખ્યું છે, કામો ખોટા કરેરે તું, માર.
જીવ લઇને તું હમણાં જાને, નહીતર તુજને મારૂંરે હું. માર.
જુદો પાડે છે આ દેવડીથી, મરજે જુંડે હાલેરૂ તું. માર.
હાલો બાળક બીવરાવે છે તેમ તારૂં શુરગીર શું. માર.
ભાઇ મારાને તેંજ માર્યો છે ને વળી મુજને મારેરે તું. માર.
ઇશ્વર સાખે કહું છું મુને નહકે જુંડા પડીશ તું. માર.
લાવને સમશેર મારા હાથમાં તે થકી પ્રાણ કાઢુંરે હું. માર.

એ બોલવા જાય છે ત્યાં સીધરાજ પોતાના તરવારથી તેનું માથું ઉડાવી દે છે.

રાણીક—અરે ઘાતકી મારા એક પુત્રની પણ તને દયાં ન

આવી અરે તે નીરદેશુલા બોલવાથી પગર પળી જાય તો તારી વ-જર છાતીમાં દયાનો એક પણ અંકુર ન છુટયો (ગુસ્સામાં) પાપી નીચ, મારા બે પુત્રો અને પતીનો નાશ કરી મને એકલી કરી તું તારી મનોવૃતીમાં સફળ થયશ ચંડાળ લાવ મારા પતીનું શબ.

## સોરઠો.

પાયણને પરહડે, કહો તો કુવા ભરાવીયે;
માણેરા મરતે શરીરે સંરણા વહે.

(રાણુકદેવી લાલ આંખે કને ધ્રુજતે શરીરે.)

## રાગ જુઓ વિપ્રેભીડો હામ.

બસ બસ બસ થઇ હવે બહુ, ક્ષત્રાણી સત ચુકે રે.
જગ જોશે દાખલો સહુ, સતી શીર નહી મુકેરે.
તારા કૃત્યમાં નહી કચાશ, ક્ષત્રાણી.
તુજ નીશફળ સવે આશ. સતી.
લાવ પવિત્ર પતીનું શબ, ક્ષત્રાણી.
થાવું સતી જોતાં જગ. સતી.
નહીંતર બાળી હું કરૂ ખાખ.
છેવટમાં કહું નીરધાર, ક્ષત્રાણી.
તું વાંઝીયો મરજે સાર, સતી.
તુંજ રાજ થશે પાયમાલ. ક્ષત્રાણી.
તું મરજે ભુંડે હાલ. સતી.

દુષ્ટ લાવ મારા પવીત્ર પતીનું શબ બસ હવે બહુ થઇ મારા શરીરમાં રગે રગ સત ચડયું છે વીમાન મને અને મારા પતીને લેવા આવે છે જો મારા પ્રીયતમની સાથે જવા દુષ્ટ મને મોડું થાય છે તારા રોકવાથી હું રોકાઇશ નહી એથ તું નિશ્ચે જાણજે, મને મારા પ્રાણુનાથ બોલાવે છેપ્રાણુપતી હું આવી આવી, ચંડાલના રાજા જલ્દીકર

## સારઠો.

વાયો વાયુ સવાય, વાયે વેલુ પરજળે;
ઉભો સાં સીધરાજ, સત જોવા સોરઠીયાણાનું.

## સોરઠો.

મારુ પાટણ દેશ, પાણી વીના પુરા મરે;
સરસો સોરઠ દેશ સાવજડા સેજળ પીયે.

### सोरठो.

वालु पाटण देश, जीसे पटोळा नीपजे,
सरवा सोरठ, लाखणी मळे लोबडी.

### सारठो.

वाये फरके मुछडी, रयण जबुके दंत;
जुवो पठोळा वाळीया लोबडी वाळीना कंथ.

### सोरठो.

जे सांचे सोरठ घडयो, घडीयो राखेंगार;
ते सांचो भागी गयो. जातो रहो लुहार.

### सोरठो.

वारु सेहेर वढवाण, भागोळे भोगावो वहे,
भागवता खेंगार, भोगव भोगावा धणी.

સિદ્ધ—(હાથ જોડી) ક્ષમા કરો અને ચાલો મારી સાથ

## પ્રવેશ ૮ મો.

સ્થળ—ભોગાવાના કાઠા ઉપરની વિશાળ જગો.

પાત્ર—સિધરાજ ઇત્યાદી સ્ત્રી પુરૂષો.

(રાણકદેવી ધોળા વસ્ત્ર પહેરી પીયળ કાઢી કેશ છુટા મુકી)
ચીતા પાસે પોતાના પતીનું શબ ખોળામા લઇ ગુરૂ ગીર-
નારીની પ્રાર્થના કરે છે.

( રાગ દીન જાણી દયા જાણી )

માતા પુત્રી મને જાની શાણી સુખ આપોરે;
કષ્ટ હૃદયના તમે કાપો. માતા.
જોગમાયા માયા સાની છે તારી;
માહારી લાજ તારે હાથ માતા કાપો ઉતાપોરે,
કષ્ટ રૂદયના તમે કાપો. માતા.
આવું છું જન્ની તારીજ પાસે.
થાશે ન્યાય મારો પુન્ય પાપ તમે માપોરે;

કષ્ટ રૂદયના તમે કાપો માતા
પતીવ્રત કારણ થાય છે મારણ,
તારણ થાઓ તમે માતા હાથ શીર થાપોરે;
કષ્ટ રૂદયના તમો કાપો માતા

સિધ—(પગે પડી) હે માતુશ્રી મારા કામાંધપણામાં મારેથી જે કંઇ અત્યાચારી કૃત્ય થયું છે તેથી મને ક્ષમા દેશો.

રાણિક—જા તારી ગાદી ઘણા વરસ ટકશે તું મારી યાદગીરી માટે આ જગોએ એક દેવળ બંધાવજે અને છેલે તુને એટલો શ્રાપ આપું છું કે તે મારા બે બાળકોનો વધ ઘાતકી રીતે કર્યો છે તેથી તુ અંતે પુત્ર વીનાનો મરજે.

રાણકદેવી એટલું બોલી સુર્યનારાયણ સામે હાથ જોડી સ્તુતી કરે છે.

( દયાળુ દેવ કૃપાળુ તુ )

( ડપકાં ભરતી. )

જગતનારે પ્રભુ પ્યારા, પડીછું હું શરણ તારા;
કૃપા તારી મળે નહી કોઇ, હાં હં હાં હાં હ હો હો. જગ.
દીધુ છે દુખ અતીશે આજ, હં હાં હાં હાં હ હો હો હો. ૨
કરી અંત તેં મારી સાથ હં હાં હાં હાં હ હો હો હો. ૩
હણ્યા બે પુત્ર પયારાને, હં હાં હાં હાં હ હો હો હો. ૪
પતી પયારાના થયા બે હાલ, હં હાં હાં હાં હ હો હો હો. ૫
કર્મ બે હાલ મુજને તેં હં હાં હાં હાં હ હો હો હો. ૬
રાખી છે લાજ પ્રભુ તેં, હં હાં હાં હાં હ હો હો હો. ૭
માગું છું હુંજ તારી પાસ રાણીને રાખ્ય રાહખેંગાર, ૮
ભવોભવ અમને રાખજે સાથ હં હાં હાં હાં હ હો હો હો. ૧ ૯

સિધ—સતીત્વરગણાનુ ખરૂ ભુશણ જે તમો ધારણ કરતાં હો વગર આગ્નથી બળો.

**( રાણકદેવીના જમણા પગના અં :માંથી અગનિ પ્રગટ થાયુ છે અને ક્ષણવારમાં ચીંતા ૧ થાય છે.**

**લોકોના સમુદાય—જય અંબે જય ... બે માતકીજય**

( ચીંતાની ઝાળ અને જયના પોકાર વચે પડદો. બોટ પડે છે. )

**અંક ૨ જો સમાપત.**

સર્વ પાત્રો સાથે.

રાગ સનમ સખીરી રૂઠા ગયા.

યથા શક્તિ આ ખેલ ભજવ્યો. અલ્પમતી છે રચીયો.
જન મનરંજન કરવા આજે, તન મન ધનથી આદરીયો.

બેત.

આ કેળવણી સારી ખરી હીતકારી હમેશાં મુકાવે, ચાલ તેતો નઠારી
સતી નારી કેરૂ, ચરિત્ર જે પવિત્ર નજરે જોયું આજે ખરૂ તે તેજચીત્ર

ચાલ.

નજરે જો નારી ચરીત્ર સુંદર સારૂં હીતકારી
વિધાવંત ગુણવંત ભણેલી હમેશ થાજો સૌ નારી.
કુચાલ કેરા ફળ ભોગવ્યા, સીત્રરાજ જે મા'રાજા,
દારૂએ તો દાટજ વાળ્યો, કોઈની નવ રાખી માજા.

બેત

ભલા ચુક અમારી નજરે પડી જે,
કૃપા કરીને માફ કરી જે;
હમેશાં આશ્રય આપશો એજ આ
તર્સ્દા તમારી માટે માગીએ આજ માફ.

ચાલ.

ભુલ ચુક મનમાં નવ આણી, સાર ગ્રહો સાજન તમે;
હથી ખુશીથી ઘર પધારો, દરશન દેજો આવ સમે.

સમાપ્ત.

---